# દાઊદનાં ગીતો,

ગુજરાતી કાવ્યભાષાંતર,

મંડલીઓને તથા કુટુંબોને શારૂ.

---


## રેવરેંડ જેમશ ગલાશગો,

ઐરિશ વડિલાર્થ મંડલીના મિશ્યનારી, તથા મુંબઈના

રાયલ એશીઆટીક સોસાયટીના

સભાસદે રચ્યું.


---


## શુરત મધે,

ગુજરાતની પુસ્તકપ્રસારક મંડલીને સારૂ,

ઐરિશ મિશ્યનના છાપખાનામાં

છપાયું.

---

૧૮૫૬.

THE

# PSALMS OF DAVID,

TRANSLATED

INTO GUJARÁTI VERSE,

FOR THE USE OF

NATIVE CHURCHES AND FAMILIES.



BY THE

**REV. JAMES GLASGOW.**

MISSIONARY OF THE IRISH PRESBYTERIAN CHURCH, AND MEMBER OF THE BOMBAY BRANCH OF THE ROYAL ASIATIC SOCIETY.

SURAT MISSION PRESS,

FOR THE GUJARATI TRACT AND BOOK SOCIETY.

HARIBHÁI SHRÁWAN, PRINTER.

1856.

TO THE

# REV. JAMES MORGAN, D.D.

MINISTER OF THE PRESBYTERIAN CHURCH, FISHERWICK PLACE,

BELFAST, HONORARY SECRETARY OF THE GENERAL

ASSEMBLY'S FOREIGN MISSION.

One of the honoured originators of that Mission, an eloquent Advocate of the Church's great Schemes of Christian enterprize, as a humble acknowledgment of his invaluable efforts in sustaining the Missionary work, of edification derived from his ministrations and writings, and of personal kindness.

THIS VOLUME IS RESPECTFULLY INSCRIBED.

*January*, 1856.

# રેવરેંડ ડાક્ટર જેમશ મારગન શાહેબ.

ઐરલાંડ દેશમધ્યે બેલ્ફાસ્ટનગરમાંનો એક સુકીર્ત્તિત
અધ્યક્ષ, ઐરિશ વડિલાર્થ મંડલીના મિશ્યનનો પ્રતિષ્ઠિત સેક્રેટારી,
એ મિશ્યનનો એક મુખ્ય પ્રવર્ત્તાવનાર,

હરેક મોટા પરોપકારી કામનો પરાર્થવિવાદી, એને એવો માનીને, સુવાર્ત્તાનાં કામોમાં એનું સાહ્ય અતુલ્ય જાણીને, એના ઊપદેશાથી તથા લેખોથી ઘણો ફાએદો પામીને, એની મિલાપનો આભારી થઈને, એ સર્વ કારણથી આદર કરીને,
ગ્રંથકારે આ ગ્રંથનું સમર્પણ કરયું છે.

સર્વ કૃપાદાનને લિધે પ્રભુ ઈશુખ્રીસ્તનું નામ પ્રસ્તુત હોજો.

# PREFACE.

This metrical version of the Book of Psalms was commenced in 1843, as a humble attempt to bring the inspired lyrics within the reach of christians using the Gujaráti language. Long and sometimes painful interruptions arose from the preparation of school books, and other vernacular publications,— from the loss of time and the great exposure shared with some of the brethren in the erection of mission houses, and an asylum for converts,-from sickness,-and from travelling. The last mentioned cause however was ultimately made, by God's Providence, a means of completing the work. An edition of the first fifty Psalms had been issued for some years, when, in 1851, the Author was called to return to his native land. A long voyage was spent in incessant application to this subject; the version of the Psalms was completed; and a collection of Gujaráti hymns previously in progress, was much enlarged. Since his return to India, his studies have been much directed to the work of revising the faithfulness of the renderings, the structure of the verse, and the vernacular idiom.

Throughout the work, his endeavour was to keep his mind as free as possible from the influence of versions, whether European or Oriental, and to conform to the Hebrew, as closely as verse permitted, avoiding accommodations, and paraphrases. In aiming at conciseness, he may some times have failed of clearness; but his comparative perusal of versions, has led him to the conviction, that in proportion to their amount of verbiage, the sublimity and unction of the original are evaporated and lost.

One very essential object has been to adapt the psalms as much as possible to English tunes; and such measures as appeared most nearly to harmonize with this object have been selected,—especially long and common metre. Several short metres have been used, though not found in any vernacular verse. A few native measures not found in English, have been used on account of their popularity. The chief of these is called *dohora*, or *dohai*, and may be described, as couplets of twelve syllables, divided by a caesura into 7 and 5; but their quantities are 13 and 11 *matras*, or short vowels. This implies a difference between *syllabic* and *quantitative* measures. Most vernacular measures are of the latter kind. Accordingly, if their lines have the requisite number of short vowels, or their equivalents, the number of syllables may vary. This is quite inconsistent with the uniform number of notes in our tunes. It was therefore necessary to submit to the *syllabic* restriction, from which native compositions are free. In such measures however, though the preservation of exact quantity is often impossible, greater license has not generally been used than a single *matra* in a line; and the license of a letter is frequent in the Sanskrit shloks. In the exclusively vernacular measures, syllabic feet have been striclly combined with quantity.

Into the difficulty of the work, the author need not enter, farther than to say that he endeavoured to cultivate an entirely unbroken field. When he commenced his labours, no metrical psalms existed in the language, and only a little collection of Hymns, generally imperfect translations from Hindi, with almost no regard to prosodial rules. His attempt may thus appear presump-

tuous; and he is deeply sensible of the imperfect accomplishment of his task. But he has been much encouraged to believe that his labour has not been idly expended. His prayer is that the work may be blessed as a means of edification, until it shall please God to raise up a christian poet capable of attaining greater perfection in sacred song. He is devoutly thankful to the Spirit of truth, for his blessing on the study of the Book of Psalms, and the rich enjoyment it has yielded.

He has to express siucere thanks to his brethren of the Irish, and the Free Church, and the London Missions in Gujarat and Bombay, for generous and hearty encouragement in the work,—and especially to the Rev. James McKee, for many enlightened suggestions, valuable criticisms, and laborious supervision of the press. His grateful acknowledgments are due to friends in Ireland, for a grant which enabled him to print the first fifty psalms, and some other publications,—and now to the Gujarat Tract and Book Society, for the publication of this complete Edition of the Psalms.

---

Of fifty of the Psalms, second versioss have been given, thus making the whole number two hundred.

Each Psalm is headed by a couplet, expressive of its scope.

The verses of the original are numbered at the beginning of the lines; and the stanzas at the end.

A small vocabulary of the less popular words is appended.

*January,* 1856.

# પ્રસ્તાવના.

પવિત્ર લખેલોમાંના એક શાસ્ત્રનું નામ દાઊદનાં ગીત. તેનું કાવ્યભાષાંતર ગુજરાતી બોલનાર વિશ્વાસીઓને અર્થે હમણા છપાવ્યું છે. તેઓ પોતાની ભાષામાં પ્રભુની સ્તુતિ ગાઇશકે એજ આ ગ્રંથના કર્ત્તાનો મતલબ છે. તેણે સને ૧૮૪૩માં આ કામ કરવા માંડ્યું; પણ ઘણીએક અડચણ, ને કોઈ કોઈ ભારે અટકાવ લાગ્યા; એટલે નિશાલના તથા બિજા ગ્રંથો રચવા પડ્યા; મિશ્યન ઘર બંધાવ્યાથી ઘણો શ્રમ થયો; કોઈવાર તે માંદો થયો; ને એ ઊપરાંત તેણે ઘણી મુસાફરી કિધી. પણ એ કારણથી પ્રભુએ દયા કરીને કામનું સાધન કરાવ્યું; કેમકે ગ્રંથકારે ૫૦ગીત છપાવ્યાં હતાં, તાર પછી સને ૧૮૫૧ માં તેને સ્વદેશમાં પાછું જવું પડ્યું, લાંબા સમુદ્રયાન સુધી તેણે ગીતશાસ્ત્રનું બહુ ધ્યાન રાખ્યું, ને પ્રભુના સાહ્યથી તેનું આ ભાષાંતર પૂરૂં કર્યું ને એ સીવાય જે બિજાં ગીતો તેણે આગલ રચ્યાં હતાં તેનો સંગ્રહ બહુ વધાર્યો. અને તે યુરોપખંડથી આ દેશમાં પાછો આવ્યો, તારે અસલ વાતનો ખરો અર્થ ઊતારીને, ને શુદ્ધ ભાષાંતર પ્રવર્ત્તાવીને આખું કામ બહુ તપાસ્યું. કોઈ ભાષાંતરનું સ્મરણ નહીં, પણ અસલ હેબરી ભાષામાં સત્ગીતશાસ્ત્રનું સ્મરણ કરીને તેનો નિર્મલ અર્થ કરવો, ને કાવ્યપ્રબંધ થઇશકે એવડા શબ્દ શબ્દ પણ સર્ખાવવા એવો તેનો પ્રયત્ન થયો.

વલી જે રાગોએ વિશ્વાસી લોક ઘણું કરીને પ્રભુની સ્તુતિ કરેછે તેઓને આ સ્તોત્રો મલાવવાં, એવી પણ ગ્રંથકારની વિશેષ

ઇચ્છા હતી. માટે જેવાં ચરણો એવા રાગોને અનુકૂલ છે, તેવાઓને તેણે વાપરચાં; ઊદાહરણ ચોપાઇ વગેરે. થોડાંક દેશી ચરણો જે ઇંગ્લિશ ચરણોને અનુકૂલ નથી, તેઓને પણ વાપરચાં; ઊદાહરણ દોહરા. એના એક ચરણનાં બે પદો છે;ને એક પદના બાર સ્વરો એટલે સાત તથા પાંચ છે; પણ પદ પદની માત્રાઓ તેર તથા અગ્યાર છે. એથી બે જાતનાં પદો જણાયછે, એટલે સ્વરરૂપ તથા માત્રારૂપ. દેશી ચરણો ઘણાંકરીને માત્રારૂપ છે. માટે જો માત્રાઓ શુદ્ધ હોય, તો સ્વરો વધારે કે ઓછા છતાં કંઈ અડચણ પડતી નથી. પણ તેમાં સ્વરરૂપ રાગના સ્વરોનો કાંઈ મિલાપ નથી. માટે ગ્રંથકારને સ્વરરૂપ રચનાઓ કરવી પડી. એવી રચનાઓ બિજી કર્તાં બમણી મુશકિલ છે; પણ એવા ચરણ ચરણમાં એક માત્રાનોજ ફેર આવશે. તથા સંસ્કૃતમાં પણ એ અક્ષરનો ફેર મલેછે. તેણે દોહરા વગેરેમાં સ્વરો માત્રાઓ પૂરાં મલાવ્યાં;

આ ગ્રંથ કરચામાં જે કઠણતા લાગી તે વિષય ગ્રંથકાર એટલુંમાત્ર કેહેછે, કે જેવું કોઈ મનુષ્ય જંગલમાંથી નવું ક્ષેત્ર કાહાડે એવું તેનું કામ નવું લાગ્યું. તેણે આ ભાષાંતર કરવા માંડ્યું તારે ગુજરાતી ભાષામાં એવાં કંઈ નહતાં. ગીતોનો નાનો સંગ્રહ તો હતો; તે ઊરદુથી અધૂરૂં ભાષાંતરજ હતું. એવી અવસ્થામાં ગ્રંથકાર બહુ ઊતાવલો હતો, એમ કોઈ ધારે. તો પણ તેનું કામ અમથું થાયજ નહીં, એવી આશા ઘણા મિત્રોની મેહેરબાનીથી નિકલેછે. સ્તોત્રોની રચના વધતી સુધારી શકે એવા વિશ્વાસી કવિને પ્રભુ ઊઠાવો; તાં સુધી આ ગ્રંથ શિ-

ખામણ તથા દિલાસાના ઊપાય કરે; ગ્રંથકારની એવી ઘણી પ્રાર્થના છે. તે સત્આત્માનો મોટા આભાર માનેછે; કારણ કે ગીતશાસ્ત્રનું ધ્યાન રાખીને તે ઘણો આશીર્વાદ તથા અત્યંત સુખ પામ્યો.

જે ઐરિશ સ્કાચ તથા ઇંગ્લિશ મિશ્યનારીઓ ગુજરાતમાં કાઠીઆવાડમાં તથા મુંબઈમાં ગ્રંથકારના વિશેષ મિત્રો છે, તેઓની ભલામણનો તથા ખાતરજમેનો બહુ ઊપકાર માનેછે; ને વિશેષે કરીને રેવરેંડ જેમ્સ મક્રી સાહેબનો ઊપકાર માનેછે; કારણ કે વાત શુદ્ધ કરાવીને તથા ગ્રંથ ઘણી સારી પડે છપાવી પ્રવર્ત્તાવીને તેણે ઘણી સાની તથા ડાહી સલાહ કિધી.

---

ઐરલાંડ દેશમાંના કોઈ મિત્રોની મેહેરબાનીથી પેહેલાં ૫૦ ગીતોની પોથી તથા બિજી કોઇ પોથીઓ પણ આગલ છપાઈ હતી. ને હવે ગુજરાતની પુસ્તકપ્રસારક મંડલીની મેહેરબાનીથી આ આખો ગીતગ્રંથ છપાયો છે. માટે ગ્રંથકાર એ બન્ના મિત્રોનો આભારી છે.

પચાશ ગીતોની બે બે રચનાઓ છે, એવી કે સર્વ મલીને ૨૦૦ સ્તોત્રગીતો તેમાં સમાયલાં છે.

એક એકને માથે બે બે પદમાં એનો સાર લખેલો છે.

અસલ વાક્યોના અંકો આરંભે લખેલા છે; ને ચરણ ચરણના અંકો અંતે. જે સંસ્કૃત વગેરે કઠણ શબ્દો તેઓનો શબ્દકોષ એમાં જોડેલો છે.

---

## દાઊદનાં ગીતોનું ભાષાંતર.

### ગીત ૧ (7.)

એનો સાર ન્યાયીઓનું સુખ ;
તથા પાપીઓનું દુઃખ .

૧ સુખી મનુષ્ય એ જણાએ ,
દુષ્ટ સભામાં જે ન જાએ ;
પાપી રસ્તામાં ન રેહે ;
નિંદક સંગતિ ન સેહે . ૧

૨ હર્ષથી શિખે દેવનું જ્ઞાન ;
રાત દિન રાખે એનું ધ્યાન ;
૩ એની ઊપમા લવાએ,
પાળની પાસે ઝાડ વવાએ . ૨

રેતે થાએછે ફળવાન ;
ખરતાં નથી એનાં પાન ;
તે તો સાધશે સર્વકામ ;
૪ દુષ્ટો થતા નથી આંમ . ૩

તેઓ ભુસાને સમાન,
જેને હરેછે તુફાન૦
૫ જાં વિશ્વાસી સભા થાએ,
તાં દુષ્ટ લોકો છેક ન જાએ૦ ૪

૬ પ્રભુ પોતે તો હરવક્ત
જાણેછે પોતાના ભક્ત;
જાણેછે તેઓનો ધર્મ;
નાશનું કારણ એ કુકર્મ. ૫

---

એની બિજી રચના. (L. M.)

૧ જે કુમતને નથી પાળતો;
જે કુમાર્ગમાં નથી ચાલતો;
જે ન બેસે નિંદક ઠામે;
૨ દેવના લેખમાં જે હર્ષ પામે;- ૧

એ શુદ્ધ લેખમાં જેનું મન છે,
રાત ને દિવસ, તેને ધન્ય છે૦
૩ એની ઊપમા પ્રત્યક્ષ છે;-
દોરીયાની પાસે વૃક્ષ છે; ૨

આરામમાં ફલ પુષ્કલ થશે;
તેનાં પાન નહીં ખરીજશે;
તેને સર્વ કામ સધાશે;
૪ પાપી એવા નહીં જણાશે૦ ૩

તેઓ ફોતરા જેવા થાવે ,
જેમને આંધીઓ ઊડાવે ૦
૫ તો ન્યાયાસન પાસે પાપી
ઊભા રેહેશે નહીં કદાપી ૦ ૪

જાં વિશ્વાસી સભા થશે ,
તાં દુષ્ટ લોકો છેક ન જશે ૦
૬ કેમકે દેવને સત્પથ ભાવશે ;
પાપનો પથ વિનાશમાં આવશે ૦ ૫

---

## ગીત ૨. (7.)

ખ્રીસ્ત પર આવશે વૈર ને માન ;
એ સંબંધી આગમજ્ઞાન ૦

૧ પારકા લોકો કેમ ક્રોધિત !
લોકની વાતો કેમ કલ્પિત ?
૨ બાદશાહ સરદાર જબરદસ્ત
કેમ કરેછે બંદોબસ્ત ? ૧

દેવની તથા ખ્રીસ્તની મેર ૦
તેઓ કેમ કરેછે વેર ?
૩ એમનું બંધન છોડીએ ;
એમના દોરા તોડિએ ૦ ૨

૪ પ્રભુ જેને આકાશવાસ,
તે તો કરશે ઊપહાસ ;
૫ તે ભોગવાવશે બહુ સંતાપ;
ને કરાવશે બહુ વિલાપ ૦ ૩

૬ તે તો મારો મહારાજ;
તેને મેં પેહેરાવ્યો તાજ ;
તેનું આસન મહિમાવંત
સીઓન ઊપર છે અનંત૦ ૪

૭ હું શંભલાવિશ વચન સહી;
પ્રભુએ વાત મને કહી;
તૂં છે મારો પ્રીય પુત;
આજ તૂં થયો મારો સુત૦ ૫

૮ માગ તો બધા દેશીઓ,-
પૃથ્વીના રેહેવાસીઓ
એમનો તૂં થઈશ વતનદાર:
સહુ પર કરિશ અધિકાર૦ ૬

૯ ઝાલી લોહોડાનો રાજદંડ,
તૂં ચલાવિશ રાજ અખંડ;
સર્વ શત્રુ તુટી જાએ;
અને માટલાં જેવા થાએ૦ ૭

૧૦ હવે પૃથ્વીના સરદાર,
વેલા કરજો બોધવિચાર;
૧૧ દેવને ભજી પામો ત્રાસ;
ભયે કરો બહુ ઊલ્લાસ. ૮

૧૨ પુત્રને ચુમો; રખે કોપ
તમને પાડે પથનો લોપ:
તેનો થોડોજ કોપ સલગાએ,
તો વિશ્વાસીજ કુશલ થાએ. ૯

---

એની બિજી રચના. (C. M.)

૧ પરવંશ કેમ હુલડ કરેછે?
ને લોકો અમથી વાત?
૨ સરદારો જયે ફરેછે;
ને ભૂપોની જમાત. ૧

દેવ તથા ખ્રીસ્ત પર દાહાજીને
કેહેછે કે આવિએ
૩ તેઓનાં બંધન ભાંજીને
દોરા ફેંકાવિએ. ૨

૪ પણ પ્રભુ જેને આકાશવાસ
તેઓને તે વિરુદ્ધ;
૫ તે કરશે મોટા ઊપહાસ;
ને કોપે કરશે યુદ્ધ. ૩

૬ મેં સીઓનના શુદ્ધ પર્વત પર
રાજાને રાખ્યો છે;
૭ હું ઊપદેશ કરિશ વચન ભર
પ્રભુએ ભાખ્યો છે. ૪

તૂં મારો પ્રીય પુત્ર મનાએ;
મારો થએલો આજ;
૮ માગ માગ, તો તારો માલ બનાએ
વિદેશીઓનો તાજ. ૫

જગત્‌ના છેડાભર અખંડ,
તૂં સહુનો વતનદાર;
૯ તો ઝાલી લોહોડાનો રાજદંડ
તૂં કરશે સત્સરકાર. ૬

ને કાચનું વાસણ જેમ ભંજાએ,
તેમ તુટે લોક બલવાન્;
૧૦ તો હવે રાજાઓ સમજાએ;
સરદારો રાખે જ્ઞાન. ૭

૧૧ પ્રભુને ભજી ડરતા જાઓ;
ને ધ્રુજી આપો માન;
૧૨ ને સુતનું વંદન કરતા જાઓ;
ન હોએ કોપાયમાન. ૮

જો તેનો થોડો કોપ સલગે,
તો રસ્તો ઓશો નિત્ય;
ને તેને જેનો ભાવ વલગે
તેઓને ધન્ય ખચિત. ૬

---

## ગીત ૩. (L. M.)

દેવના વૈરી રીસ ચઠાવે;
દેવને ખરા ભક્તો ભાવે.

૧ હે દેવ શત્રુ કેટલા પડ્યા!
મારી સામા કેટલા ચઢ્યા!
૨ કેટલા લોકો બકી કેહેછે,
કે દેવ તેને તજી રેહેછે. ૧

૩ પણ તું પ્રભુ મારી ઢાલ છેઃ
ને પ્રતાપી રખેવાલ છે.
૪ મેં પ્રભુની પ્રાર્થના કિધી;
તેણે મારી ખબર લિધી. ૨

૫ હું તો ઊંઘ્યો, પછી જાગ્યો;
કેમકે પ્રભુ રક્ષક લાગ્યો.
૬ દશ હજારો હોમલો કરે
તો પણ મારો જીવ ન ડરે. ૩

૭ ઓ પ્રભુ તૂં ઊઠી આવિશ;
ઓ દેવ મને તૂં બચાવિશ
વેરીઓની દાઢને વાગી;
તેં તેઓની શક્તિ ભાંગી. ૪

૮ દેવથી પૂરી મુક્તિ આવશે.
તેના લોકને કૃપા થાવશે. ૫

---

એની બિજી રચના. (7 & 6.)

૧ હે દેવ મને છેક વિરૂદ્ધ
કેટલા શત્રુ ચહડે
મારા જીવ પર કરે યુદ્ધ
મારા સુખને નડે. ૧

૨ પ્રભુ હોએ નહીં કૃપાલ;
એવા તેઓ બકે.
૩ મારો મહિમા મારી ઢાલ,
પરમાત્મા ટકે. ૨

૪ ઘણું પ્રાર્થન કરીને,
તારૂં નામ મેં લિધું;
સીઓનથી કાન ધરીને,
તૂંએ ઊત્તર દિધું. ૩

૫ પ્રભુ જીવને પાળેછે;
 એ જો ઊંઘે જાગે,
૬ જારે શત્રુ ચાલેછે,
 તારે ભય ન લાગે. ૪

૭ ઊઠ યહોવા; દેજે શાંત;
 વૈરીને ધમકાવજે;
તેં દુષ્ટોના તોડ્યા દાંત;-
 તેમનું બલ દબાવજે. ૫

૮ હવે જાણો કે ઊદ્ધાર
 પ્રભુથી કરાશે;
માટે આશીર્વાદ પામનાર
 એના લોક જણાશે. ૬

---

ગીત ૪. (7 & 6.)

વિશ્વાસીઓનું રક્ષણ
ને તેમના સુખનાં લક્ષણ.

૧ પરાત્પર મારી અરજ,
 કૃપા કરીને માન;
તું જોઇ મારી ગરજ,
 થયો છે કૃપાવાન્. ૧

૨ ઓ મનુષ્યો કાં સુધી,
મુજવર નંખાવશો શર્મ?
ને ભૂલી જશો બુદ્ધિ?
ને ચાહાશો અમથાં કર્મ? ૨

૩ સમજો કે સત્ય યહોવા
ભક્તને સંભાલેછે;
મેં કરી તેની સેવા;
તે ઊત્તર આલેછે. ૩

૪ બિહો; તમારે માથે
કદી ન લાવો પાપ;
પોતાના હૃદય સાથે,
રાત્રે કરજો મિલાપ. ૪

૫ ને છાનાથી હર્ખીને
સ્તોત્રો પણ ગાતા જઓ.
પ્રભુનો ભાવ રાખીને,
હમેશાં કુશલ થાઓ. ૫

૬ હમને કોણ દેખડાવે
કંઈ લાભ. એમ ઘણા કેહે
પણ તારી કૃપા આવે;
ને મારે માથે રેહે. ૬

૭ જે સમે ધન્ય ધુમધામે,
　તેઓ હંકારી થાએ,
તે કર્તાં તારે નામે
　મારાથી હર્ષ પમાએં. ૭

૮ હું માની એવાં લક્ષણ,
　રાત્રે તો ઊંઘી જઈશ;
ને પામીને સુરક્ષણ
　હમેશાં કુશલ થઈશ. ૮

———

એની બિજી રચના. (S. M.)

૧ ઓ મારા સાત્વિક દેવ,
　તૂં મને દેજે કાન;
જેવારે દુખ્યો મારો જીવ,
　તારે તેં દિધું સ્થાન. ૧

તૂં દયા કરી માન,
　ને શાંભલ મારી વાત;
૨ ઓ મનુષ્યોના સહુ સંતાન,
　કાં લગી લાગશે ભ્રાંત? ૨

ને માનશો જુઠાં મત?
　ને પસંદ કરશો શર્મ?
ને શોધશો ઘણી ખોટી લત?
　ને ચાહાશો અમથાં કર્મ? ૩

૩ જાણજો કે નીતિવાન્
　　પ્રભુને ગમેછે;
　તે પ્રાર્થનાને દેછે કાન;
　　તે તેને ખમેછે. ૪

૪ તો તમને લાગે ત્રાસ;
　　ને અપરાધ ન સેહો;
૫ ને કરો હૃદયનો તપાસ;
　　ને છાના બેસી રોહો. ૫

　ને દેવને ન્યાયી દાન
　　ચહડાવો જેવી રીત
　ને તેને આપી પૂરૂં માન,
　　રાખો વિશ્વાસ વિનિત. ૬

૬ એવા તો બહુ સવાલ,
　　કે કોણ દેખાડશે સુખ?
　પણ આવો પ્રભુનું અજવાલ
　　ને એનું પ્રસન્ન મુખ. ૭

૭ તો લોકનાં અન્ન ને વેન
　　જે સમે પુષ્કલ થાએ,
　તે કર્તાં હુંથી શાંતિ ચેન
　　ને આનંદ બહુ પમાએ. ૮

૮ તો મને સમાધાન;
હું સુખે શુઈ જઈશ;
કેમકે તૂં પ્રભુ કૃપાવાન્,
૯ કુશલતા મને દેઈશ. ૯

——

## ગીત ૫. (7.)

એનો સાર ભક્તનું સત્કર્મ:
તથા પાપીનો અધર્મ.

૧ પ્રભુ મારી અરજી માન;
મારી વાતનું કરજે ધ્યાન;
૨ ભજન કરવા માંડુંછું;
મોટી વાણી કાહાડુંછું. ૧

૩ પ્રોડીએ હું સ્તુતિ દેઈશ:
૪ પ્રોડીએ તૂં શાંભલી લઈશ.
તને પસંદ પાપ ન થાએ;
તૂંથી જુડું ન ખમાએ. ૨

૫ મૂર્ખને તૂં તો ખમે નહીં;
તને પાપી ગમે નહીં;
૬ ઢોંગી, ખુની, ગુનહગાર
એમનો થશે ઠેઠ સંહાર. ૩

૭ હું તો કૃપા પામી લેઈશ;
તારા ઘરમાં નમી જઇશ.
મને તારૂં ભય રખાવ;
મને સિધો માર્ગ બતાવ. ૪

૮ તારા સત્યમાં મને દોર;
શત્રુઓ તો છે કઠોર;
૯ અવિશ્વાસુ એમનાં મોહો;
એમનાં મનમાં ભુંડી ઓ. ૫

ગલું કબરને શર્ખાએ;
જીભે બહુ ખુસામત થાએ;
૧૦ પ્રભુ તેમને શર્મ લગાડ;
તેમને મનસુબાથી પાડ. ૬

મોટા પાપીને નહસાડ;
આજ્ઞા તોડનારાને કાહાડ;
ને વિશ્વાસીને હર્ખાવ;
સર્વકાલ આનંદ કરાવ. ૭

૧૧ જે જે ચાહે તારા ગુણ,
તે તે પામશે તારૂં પુણ્ય;
૧૨ એવા લોકને તૂં કૃપાલ;
પ્રેમે ઘેરિશ, જેવી ઢાલ. ૮

એની બિજી રચના. (C. M.)

૧ ઓ પ્રભુ શાંભલ મારો શાદ;
ને સંભાર મારૂં ધ્યાન;
૨ ને તને આવો મારો વાદ;
ઓ સ્વામી શક્તિમાન્. ૧

૩ ઓ મારા પ્રભુ હર પ્રભાત,
તૂં શાંભલિશ મારો પ્રાર્થ;
૪ સવારમાં તને પોહોંચશે વાત
ને મારો સહુ મનાર્થ. ૨

૫ તને ન ભાવે દુરાચાર;
તને ન ભલે પાપ;
૬ તને ન આવે ગુનહગાર;
દુષ્કર્મીને સંતાપ. ૩

ને સર્વ મિથ્યાગુણીને;
તૂં વાલિશ મોટો ક્લેશ;
ને ઢોંગી તથા ખુનીને,
તૂં કરિશ ક્રોધાવેશ. ૪

૭ હું તારા ઘરમાં આવીને,
માનિશ બહુ દયાદાન;
ને માથું તાં નમાવીને
પ્રભુને આપિશ માન. ૫

૮ દેવ દુશ્મનોની સામણે,
તૂં મને સિદ્ધ ચલાવ;
પોતાની શુદ્ધ શિખામણે
મને સત્પથ બતાવ. ૬

૯ તેઓનાં મનમાં નથી જ્ઞાન;
ને મુખમાં નથી સત્;
ને ગલાં, જેવાં પ્રેતસ્થાન;
ને જીભ પર જુઠાં મત. ૭

૧૦ ઓ દેવ તેઓને નિચા પાડ;
તેઓને પાડશે સ્વાર્થ;
ને ઘણાં પાપને લિધે કાહાડ;
તેઓ તો બહુ હઠાર્થ. ૮

૧૧ પણ જેઓ તને ભાવેછે,
તેઓને અત્યાનંદ;
તેઓને તૂં બચાવેછે,
ને કરેછે પસંદ. ૯

૧૨ જે માગે તારો શુભપ્રસાદ,
તેઓને બહુ ઊલ્લાસ;
ને જેઓ પામે આશીર્વાદ
તેઓને સદ્વિશ્વાસ. ૧૦

તૂં તે પર કૃપા રાખેછે,
સુરક્ષક સર્વકાલ;
અને આચ્છાદન નાંખેછે,
જેવી ઊગારની ઢાલ. ૧૧

---

ગીત ૬. (L. M.)

એનો સાર ભક્તનો પશ્ચાત્તાપ;
તે માનેછે પોતાનાં પાપ.

૧ ઓ દેવ તૂં ક્રોધી ઠરિશ મા;
ને કોપે શિક્ષા કરિશ મા;
૨ કરૂણા રાખી મારા પર,
ને રોગથી મને તાજો કર. ૧

ને મારાં હાડકાઓ પીડિત;
૩ ને મારો આત્મા બહુ રૂદિત;
ઓ દેવ મુખ સદા ન સંતાડ!
પણ આવી મને સુખ પમાડ. ૨

૪ તૂં મારા આત્માને ઊદ્ધાર;
ને દયાસારૂ મને તાર.
૫ મરણમાં થતું નથી જ્ઞાન;
ને કબરમાં કોણ આપે માન! ૩

૬ હું ઘણા નિશ્વાસ કાહાડુંછું;
ને રાત્રે રડવા માંડુંછું;
૭ આંખ આંશુ પાડી થાકી છે ;
ને રૂદન કરી ઝાંકી છે. ૪

૮ મારાથી ખસો ગુનહગાર;
પ્રભુએ લિધા સમાચાર ;
૯ દેવે મને લગાડ્યું ચિત્ત ;
ને માનશે મારી અરજ વિનિત. ૫

૧૦ ઊતરાશે વૈરીઓનાં મુખ ;
અને તેઓને લાગશે દુઃખ ;
તેઓનાં ચાલશે નહીં કુકર્મ ;
તેઓને વેલી આવશે શર્મ. ૬

---

એની બિજી રચના. (8.)

૧ પ્રભુ હું પર રીસ ન ચહડે ;
કોપે શિક્ષા પણ ન પડે ;
તૂં તો ઘણો કૃપાવાન્.
૨ મારૂં માંસ બહુ દુર્બલ થયું ;
દુઃખે મારૂં તન ખઈ ગયું;
તૂં જીવાડજે મારો જાન. ૧

૩ મારો આત્મા તો બહુ રડ્યો ;
તને કેટલો વિલંબ પડ્યો ?
હે પરાત્પર ફરી આવ ;
૪ ભુડાઈમાંથી મને કાહાડજે ;
વેહેલું તારૂં નામ દેખાડજે ;
૫ મોતમાં નથી તારો ભાવ. ૨

કબરમાં કોણ તને જાણે ?
૬ રાત્રે હું મારે બિછાણે
ઘણું રૂદન કરૂંછું ;
પાપનો પશ્ચાત્તાપ કરીને ;
પાપને લિધે બહુ રડીને
આંશુઓમાં તરૂંછું. ૩

૭ મારી આંખો ઝાંકી થઈ છે ;
તથા વૈરીથી ખાઈ ગઈ છે ;
૮ ગુનહગારો આઘા જાઓ ;
૯ દેવે મારી અરજી માની ;
ને તે કરશે બહુ મેહેરબાની;
૧૦ શત્રુઓ ફરી શરમાઓ. ૪

---

ગીત ૭. (L. M.)
એ સાર કે પ્રભુનો ઇનસાફ ;
તે કરશે નહીં શત્રુની માફ.

૧ પરાત્પર તૂં પર મારો ભાવ;
તૂં મને જાલિમથી બચાવ;
૨ રખે તે સિંહના જેવા થાએ;
ને મારા જીવને ફાડીજાએ. ૧

૩ ઓ પ્રભુ જો મેં કર્યું એમ;
જો હાથને લાગ્યું કલંક તેમ;
૪ જો મિત્રને વખોડુંછું;
ના—વૈરીને પણ છોડુંછું; ૨

૫ તો વૈરી કાહાડે મારો જાન;
ને હેઠું પાડે મારૂં માન;
ને ધૂલમાં નાંખે મારો ભાવ;
૬ પણ ઓ દેવ મને તૂં બચાવ. ૩

તૂં મારા હકમાં કોપ ચહડાવ;
સહુ શત્રુઓને તૂં અટકાવ;
૭ ને ઊઠીને ન્યાયાસન ધર;
ને શુચિ લોકને ભેગા કર. ૪

એ માટે ઉચ્ચસ્થાન જતાં;
૮ દેવ પોતે કરશે સહુ સત્તા;
તૂં મને તારા ગુણ લગાડ
૯ પણ પાપીઓનાં પાપ મટાડ. ૫

સત્યેશ્વર ન્યાયી લોકને સ્થાપ;
ને મને પ્રતિદાનો આપ.
૧૦ તે શુચિ લોકનો રખેવાળ;
ને ન્યાયી લોક પર બહુ કૃપાળ. ૬

૧૧ એઓ તો તેના પ્રીતિવાન;
પણ રોજ રોજ તે કોપાયમાન;
૧૨ જો તે ન ફરે તો તલવાર,
બાણ ધનુષ્ય કરશે ઠેઠ તૈયાર. ૭

૧૩ તે નાંખશે મોતનાં હથીયાર;
ને મારશે સહુ સતાવનાર.
૧૪ જે અમથાં કર્મ કરાવેછે;
ને દુઃખજ જે જન્માવેછે; ૮

૧૫ ને તેણે જે ઘાટ ઘડ્યો છે,
તેમાં તે પોતે પડ્યો છે.
૧૬ પાછાં તો આવશે તેનાં કર્મ;
ને તેને માથે રેહેશે શર્મ. ૯

હા-તેનાં જુલમ તથા પાપ,
પોતાને માથે નાંખશે આપ;
૧૭ હું દેવને ગાયન ગાતો જઈશ;
ને તેનું નામ ભજીને લઈશ. ૧૦

ગીત ૮. (૬ & ૭.)

એનો સાર—દેવ મહિમાવાન્ છે:
મનુષ્યોને ઊત્તમદાન છે.

૧ હે પરાત્પર કેવું સારૂં
જગત્‌મધ્યે તારૂં નામ;
આકાશ ઊપર ચમકનારાં
તેં દેખાડ્યાં તારાં કામ. ૧

૨ ધાવણાં બાળકોનાં મોઢેથી
તું પરાક્રમ લાવ્યો છે;
એમ કરીને તું એ જોરથી,
શત્રુને દમાવ્યો છે. ૨

૩ તારા હાથે આકાશોને,
શક્તિથી બનાવ્યા છે;
ચંદ્રને તથા તારાઓને,
એમને તેં ઠરાવ્યા છે. ૩

૪ મનુષ્ય કેવું છે કે એનો
એમ તું લેછે સમાચાર!
કેવો આદમપુત્ર કે તેનો
એમ તું કરેછે ઊપકાર! ૪

૫ તેને તેં દૂતથી નાહાનો
કિધો થોડી મુદત ભર;

પછી મુગુટ મહિમાવાલો
મેહેલ્યો તેના માથા પર. ૫

૬ તેને સર્વ વસ્તુઓ પર
તેં તો સોંપ્યો અધિકાર;
૭ ગેટાં ઢોર વનપશુઓ પર
ક્ષેત્રનું હરેક જાનદાર; ૬

૮ પંખી વાયુમાં વસનારૂં;
માછલું જેને જલમય ઠામ;
૯ હે પરાત્પર, કેવું સારૂં
જગત્‌મધ્યે તારૂં નામ. ૭

---

## ગીત ૯. (L. M.)

આ ગીતમાં દેવનો અધિકાર;
ને પાપીઓનો છેક સંહાર.

૧ હે દેવ હું જીવ ચહડાવુંછું;
તારો ઊપકાર જણાવુંછું.
૨ કહીને તારા ચમત્કાર
હું આનંદ પામિશ બેસુમાર. ૧

પરાત્પરને વખાણુંછું;
ને એની કૃપા જાણુંછું;
૩ વેરીઓ નાહાસી ફરેછે;
૪ કાંજે તું ઇનસાફ કરેછે. ૨

૫ તૂં ન્યાય કરવાને આવ્યો છે;
પારકા લોકને ધમકાવ્યા છે.
૬ તૂં પાપીઓને કાહાડેછે;
તેઓનાં નામ મટાડેછે. ૩

થઈ રહ્યું વેરીઓનું વેર;
તથા તેઓનાં ઘણાં શેહેર.
તેઓનું સ્મરણ પણ વીસરાએ;
૭ પણ દેવ અખંડ અનંત જણાએ. ૪

તેનું ન્યાયાસન છે તૈયાર;
૮ જગત્ પર તેનો અધિકાર;
૯ તે રંકનો કરેછે વિચાર;
તૂં તેનો શાંભલેછે પોકાર. ૫

તેઓને તારા નામનું જ્ઞાન;
૧૦ ને તેઓ તને આપશે માન;
કેમકે જે તારો ખરો ભક્ત,
તેને તૂં તજીશ નહીં હરવક્ત. ૬

૧૧ દેવ સીઓનમધ્યે મહિમાવાન્.
ગીત ગાઈ તેને આપો માન;
શંભલાવો તેના ચમત્કાર;
તે હત્યાનો તપાસ કરનાર. ૭

૧૨ જારે તે બદલો લેવા જાય,
તારે તેઓનું સ્મરણ થાય;
તૂં રંકનો કરેછે વિચાર;
તૂં એનો ભૂલે નહીં પોકાર. ૮

૧૩ હે પ્રભુ મારો તૂં મેહેરબાન;
ને મારા દુઃખમાં દયાવાન્;
તૂં મને વૈરીથી ઊગાર;
ને મોતથી મને દે ઊદ્ધાર. ૯

૧૪ કે તારી સભામધ્યે થાઊં;
ને સ્તુતિ કરી ગીતો ગાઊં;
કે મને ઊદ્ધાર આવ્યો છે;
તેં મને બહુ હર્ખાવ્યો છે. ૧૦

૧૫ પરધર્મીથી ખોદાયછે;
તેજ ખાડામાં બુડાયછે;
તે ફાંદાને સંતાડેછે;
પોતાના પગને પાડેછે. ૧૧

૧૬ પરાત્પર ઈનસાફ કરેછે;
ને તેથી પુણ્યવાન્ ઠરેછે;
પણ જેમના હાથો કરે પાપ,
તેઓને મલશે ઘણો શ્રાપ. ૧૨

૧૭ નરકમાં ડુબશે ગુનહગાર;
ને પ્રભુના સહુજ વિસરનાર;
પણ જેઓ નિરહંકાર થાય
તેઓ કદાપિ ન ભૂલાય. ૧૩

૧૮ દીન મનુષ્યનો ન ડુબશે ભાવ;
૧૯ ઓ સમર્થ ઈશ્વર ઊઠીઆવ;
મનુષ્યના જુલમને દબાવ;
ને ખોટા મનસુબા અટકાવ .૧૪

વિદેશીઓનો ઈનસાફ કર;
૨૦ તેઓને તૂં લગાડજે ડર;
કે તેઓ તજી ગર્વની વાત,
પોતાને જાણે મનુષ્ય જાત. ૧૫

---

## ગીત ૧૦. (L. M.)

નાસ્તિકો કરે અહંકાર;
તેઓનો થશે છેક સંહાર.

૧ હે પ્રભુ, સંતાપ થયો છે;
તૂં મારાથી કેમ ગયો છે?
ને મારે કઠણ સમય થાય;
તેવારે તૂં કેમ છુપી જાય? ૧

૨ ગર્વે કરીને ગુનહગાર
લીનને કરેછે બલાત્કાર;
ને તે તેઓને નડેછે;
ને ફાંદાઓમાં પડેછે. ૨

૩ કેમકે પોતાનો ભુડો સ્વાર્થ,
નાસ્તિકને લાગે પરમાર્થ.
જેઓને દેવ નકારેછે,
તેઓને તે સ્વીકારેછે. ૩

૪ જેમ તેને નથી નમ્રબોધ;
તેમ કદી કરતો નથી શોધ;
ને તેનું અંતઃકરણ અખંડ;
પ્રભુ પર થાયછે પાખંડ. ૪

૫ હમેશાં વાંકી તેની રાહ;
પણ ઊત્તમ તારી સહુ સલાહ;
તે એની બાબત ભૂલેછે;
ને વૈરીઓ પર ફુલેછે. ૫

૬ કેહેછે, હું કદી હાલુ નહીં;
અને દરિદ્રમાં વલું નહીં.
૭ શ્રાપો ભૂલાવો ને ઠગાઈ
તેઓની જીભોને લગાઈ. ૬

અને તેઓની સહુ જબાન,
કાહાડે ઊપદ્રવ તથા નુકશાન;
૮ તે છાંને ખુણે ઝાંકેછે;
દરિદ્રીને તે તાકેછે. ૭

૯ નિર્દોષીને તે પાડેછે;
ને સિંહના જેવા શડેછે;
ને જીવ પર ઘડેછે બહુ ઘાટ;
તે જોયછે લીનોની વાટ. ૮

૧૦ પોતાને તે નમાવેછે;
લીનજનને પકડાવેછે;
૧૧ દેવ ભૂલ્યો મનમાં કેહેછે;
ને મુખ સંતાડી રેહેછે. ૯

૧૨ પરાત્પર પ્રભુ હાથ ઊઠાવ;
લીનમનુષ્યોને તૂં બચાવ;
૧૩ સા માટે એવા ગુનહગાર,
પ્રભુ પર નાંખે તિરસ્કાર? ૧૦

કાંજે તે મનમાં બકેછે,
કે ઈશ્વર પાપને મુકેછે;
૧૪ પણ તૂં તેઓના દુરાચાર,
દેખીને કરિશ પ્રતિકાર. ૧૧

તૂં મોટા આશ્રો કરેછે;
અનાથનો બાપ તૂં ઠરેછે;
૧૫ તૂં ભાંગિશ પાપીઓનું બલ;
શોધીને આપિશ લાયક ફલ. ૧૨

૧૬ યહોવા બાદશાહ છે સદા;
અન્ય લોક ખુટ્યા સર્વદા
૧૭ વિશ્વાસીને તેં દિધા કાન;
ને કિધું પ્રાર્થનાનું માન. ૧૩

તૂં કરિશ તેમનાં દિલ તૈયાર
ને કરિશ અરજીનો વિચાર;
૧૮ એવા કે લાચારોનો ન્યાય
તારા અનુગ્રહથી કરાય. ૧૪

ને દુઃખિતોનો ઈનસાફ પણ
કે ધૂલનું થયલું જે જણ.
તેથી તેઓ ન બિહીતા જાય;
ને તેમની પુઠે ન લગાય. ૧૫

---

ગીત ૧૧. (C. M.)

એમાં જણાયછે વિશ્વાસ,
ને દેવથી મનુષ્યનો તપાસ.

૧ હું દેવનો કરૂંછું વિશ્વાસ;
તો મને તૂં કેમ કેહે,
કે પક્ષી જેવો ઊડી નાહાસ;
ને પર્વત ઊપર રેહે ! ૧

૨ દુષ્ટ લોકો ધાટો ઘડીને,
રાખેછે તીર કમાન;
ને છાની રીતે ચહડીને,
મારેછે નીતિવાન્. ૨

૩ જો થયો પાયાનો વિનાશ,
તો સું કરે પુણ્યવાન્?
૪ પ્રભુનું આસન છે આકાશ;
તાં તેનું શુદ્ધસ્થાન. ૩

૫ તે મનુષ્ય જાતને જોયછે;
તે સહુનો નિગહબાન;
ને જેઓ ન્યાયી હોયછે,
તેમને તે દયાવાન્. ૪

૬ પણ દેવ થકી અપરાધીઓ
સેહેશે બહુ સંતાપ;
હા, પાશો આગ ને આંધીઓ,
કરાવશે બહુ વિલાપ. ૫

૭ તેઓને એવડું પડેછે;
　કેમકે પ્રભુ પવિત્ર;
તેને ન્યાય શ્રેષ્ઠ નિવડેછે;
　તે સાત્વિકોનો મિત્ર. ૬

---

ગીત ૧૨. (L. M.)

જો દુર્જનો ગર્વ ચાલે
તો પણ પ્રભુ ભક્તને પાલે.

૧ પ્રભુ મને છોડજે શોકથી,
　કેમકે ભક્તો ઘટીગયા;
અને હમણા મર્ત્યલોકથી,
　નીતિવંતો થોડા થયા. ૧

૨ પ્રત્યેક મનુષ્ય બહુ ખુસામત
　બોલે દોસ્તદારોની કડે;
તેને હોઠે થાય સલામત;
　મનમાં કપટ બેસી પડે. ૨

૩ જેટલા હોઠ ખુસામત કરે;
　જેટલી જીભો બકી કેહેછે;
આપણી જીભો શક્તિ ધરે;
　આપણાં મતો ખચિત રેહેછે. ૩

૪ આપણા ઊપર કોણ હોય ધણી!
તેટલી પ્રભુથીજ કપાશે.
પ્રાર્થના લીનમનુષ્ય તણી
સત્ પરાત્પરથી શંભલાશે. ૪

૫ એમ યહોવા ઈશ્વર બોલે;
મારા લોકને હું રખાવિશ;
તેમના ઊપર જેઓ ફુલે
તેમના હાથોથી છોડાવિશ. ૫

૬ દેવનું વચન પૂરૂં થઈ;
જેવું રૂપું તપાસાયછે,
ને આગલીને પડે નઈ
ભઠીમાં સાતવાર કસાયછે. ૬

૭ પ્રભુ તેમને તૂં સંભાલશે;
નિત્ય આ પેડીથી ઊગારે;
૮ દુર્જનો હરજગ્યે ચાલશે;
પાજી મનુષ્ય અહંકારે. ૭

---

## ગીત ૧૩. (7.)

જો પ્રભુનોજ પ્રેમ છુપાય,
તો સુભક્તને રૂદન થાય.

૧ હે દેવ વિસ્મૃતિજ કરી,
તૂં કાં લગી દેશે દુ:ખ ?
હુંથી વેગળો પણ ઠરી,
કાં લગી છુપાવશે મુખ ? ૧

૨ ને કાં લગી હું હર રોજ,
કરૂં શોકાતુર વિચાર?
ને કાં લગી દુસ્મન ફોજ
મુજ પર કરે જયજયકાર ? ૨

૩ હે પરાત્પર મારા દેવ,
મારી પ્રાર્થનાનું માન ;
રખે ઢુએ મારો જીવ ;
દે પોતાનું પરમજ્ઞાન. ૩

૪ રખે વૈરી કરી કેહે
હું તો જય પામેલો છું ;
અને શત્રુ હર્ખી રેહે,
કાંજે હું ધ્રુજેલો છું. ૪

૫ તારા મોટા ઊપકારે
સદ્વિશ્વાસ કરાવ્યો છે ;
અને તારા ઊદ્ધારે
મને બહુ હર્ખાવ્યો છે. ૫

૬ હું તો બહુ વર્ણાવીને,
દેવને ગાઈશ ઘણાં ગાન,
કેમકે તે બચાવીને,
મુજ થયો કૃપાવાન્. ૬

---

## ગીત ૧૪. ( 7. )

મૂર્ખની ઘણી નાસ્તિક વાત;
કેવી પતિત મનુષ્ય જાત?

૧ મૂર્ખના મનમાં નથી જ્ઞાન;
તેને દેવનું નથી માન;
તેઓ થયા બહુજ પતિત;
તેમનાં કામો અઘટિત. ૧

૨ પ્રભુ સર્વનો નિગહબાન,
એણે જોયાં સહુ ઇન્સાન;
જો કે કોઈ કરે બોધ;
કોઈ કરે તેનો શોધ. ૨

૩ ભુંડી થઈ તેઓની ચાલ;
લાગ્યો બધાંને વટાલ;
પુણ્યવાન્ એકજ પડ્યો નહીં;
એકમાત્રક પણ જડ્યો નહીં. ૩

૪ તેમને સું જણાયછે,
કે જેમ અન્ન ખવાયછે,
તેમજ ખરા ભક્તને ખાય;
અને દેવથી ફરી જાય. ૪

૫ તારે તેઓ બીધાં બહુ;
કાંજે ભક્તની પેડી સહુ,
દેવને શરણે જાયછે;
અને કુશલ થાયછે. ૫

૬ રાંકડાં મનુષ્યોનું ગ્નાન
પામતું નથી લાયક માન;
તો પણ એવા ધર્મીઓ
દેવના છે સુકર્મીઓ. ૬

૭ ઇસ્રાયલને કરચું ત્રાણ
શીઓનમાં ઊતરશે કોણ!
પ્રભુજ લેશે સહુ વૃત્તાંત;
અને આપશે ખરી શાંત. ૭

જારે ફરી મલશે દેશ,
અને થશે ઠેઠ પ્રવેશ,
તારે ઈસ્રાયલ હર્ખાય;
યાકુબ પણ આનંદે ગાય. ૮

---

## ગીત ૧૫. (C. M.)

આ ગીતમાં મોટો એ સવાલ.
કોણ સુખી થશે સર્વકાલ ?

૧ પ્રભુનાં માંડવામધ્યે સ્થીર
કોણ રેહેશે સર્વદા?
ને તારા પર્વતનું મંદિર,
ત્યાં વસશે કોણ સદા? ૧

૨ જે કરે શુદ્ધજ વ્યવહાર;
ને જેની કરણી સત્;
ને જેને શુજે શુદ્ધવિચાર;
જે બોલે સાચાં મત; ૨

૩ જે જુઠી વાત ફેલાવીને,
નહીં મુકે તોહોમત;
ને કાંઈ ઊપદ્રવ કરાવીને.
નહીં તોડે સોહોબત. ૩

જે પોતાના પડોસી પર,
ગપને ન ધરેજ કાન;
૪ ને હોય પાજી તાલેવર
એને ન આપે માન. ૪

જે જે સ્વીકારે ભક્તિમાન્;
ને આદર આલેછે;
પોતાને આવે બહુ નુકશાન;
પણ વચન પાલેછે. ૫

૫ જે લોભે લેતો નથી વ્યાજ,
જે કદી લાંચ ન ખાય,
જે એવાં કરેછે કામકાજ,
તેનો વિનાશ ન થાય. ૬

---

## ગીત ૧૬. (L. M.)

મૂર્ત્તિ કંટાલ; પ્રભુનાં દાન;
એને ન રાખે કબરસ્થાન.

૧ પરાત્પર મને તૂંજ બચાવ;
કાંજે મેં કિધો તારો ભાવ;
૨ મેં તને વિચાર કહ્યો છે.
તૂંજ મારો પ્રભુ રહ્યો છે. ૧

સહુકર્તાં ઊત્તમ તારા ગુણ;
તને ન પોહોંચે મારૂં પુણ્ય;
૩ પણ શુચિ લોકને આવેછે;
જે તને વાહાલા ભાવેછે. ૨

૪ જે માગે બિજાનો મિલાપ.
તેમને મલશે બહુ સંતાપ.
હું તેનાં ખુની દાન ન દઈશ;
ને હોઠે તેનાં નામ ન લઈશ. ૩

૫ તૂં મને દાનો આપેછે;
ને મને સુભાગ સ્થાપેછે;
૬ તો ગમતી જગ્યા મારી છે;
ને મિલકત ઘણી સારી છે. ૪

૭ પરાત્પર આપેછે સુજ્ઞાન;
હું સદા તેને આપિશ માન;
કે મને મારૂં દિલ રાત રાત
શિખાવેછે સુબોધની વાત. ૫

૮ પરાત્પરનેજ હું દેખુંછું;
ને મારી સામા રાખુંછું;
તે મારે જમણે હાથે છે;
તો શાંતિ મારે માથે છે. ૬

૯ એ માટે મારૂં દિલ હર્ખાય;
ને મારો મહિમા સુખી થાય;
ને આશાવંત થઈને સ્થીર,
શાંત પામી રેહેશે શરીર. ૭

१० तूं मारो आत्मा मुकिश नहीं;
ने मृत्यु लोकमां चुकिश नहीं
जे तारो परम पवित्र जन,
नहीं कोही जशे तेनुं तन. ८

११ ने तूं बतावेश जीवती राह;
पमाडिश महिमावान उत्साह.
न आवे तारी आगल दुःख;
पण सर्वकाल संपूर्ण सुख.

---

एनी बिजी रचना. (C. M.)

१ ओ परमात्मा तूं मने तार;
हुं करिश ताहरं सेव;
२ में कर्यो प्रभुने उच्चार;
तूं मारो खरो देव. १

तने न जोइए माहरं पुण्य;
३ जगमां जे शुचिलोक.
तेओने खास पवित्र गुण;
तेओमां मारो शोक.

૪ જે જુદા દેવનું કરે માન,
તેઓને વધશે દુઃખ;
હું કરૂં નહીં રક્ત બલિદાન;
તેમને ન બોલું મુખ. ૩

૫ અન્ન પાણી પુષ્કલ જોડેછે;
દેવ પ્રવર્તાવેછે;
૬ ને સુખની જગ્યા પડેછે;
ને સુભાગ્ય આવેછે. ૪

૭ દેવ પોતે મારો રક્ષક છે;
હું કરિશ તેનું સ્મરણ;
ને રાત્રે મને શિક્ષક છે,
પોતાનું અંતઃકરણ. ૫

૮ હું દેવને મારી સામણે,
વિશ્વાસે જોઊંછું;
તે રેહેછે મારી જમણે;
હું નિર્ભય હોઊંછું. ૬

૯ ને મારા મનમાં છે ઊલ્લાસ;
મારો ગૌરવ હર્ષિત;
ને આશા કરી મારૂં માંસ,
રેહેશે આરામ સહિત. ૭

૧૦ કાંજે તૂં મારા આત્માને,
પરલોકે મુકિશ નહીં;
નાશમાં તારા પવિત્રને,
તૂં નિત્યે ચુકિશ નહીં. ૮

૧૧ ને તૂં વટાવિ જીવતી રાહ;
પમાડિશ સુખ અત્યંત;
ને તારી પાસે છે ઊત્સાહ;
અપાર તથા અનંત. ૯

---

ગીત ૧૭. (7.)

ભક્તો દેવના પ્રાર્થક છે;
જગના લોકો સ્વાર્થક છે.

૧ હે દેવ ખરી વાત સંભાર;
મારી અર્જીને વિચાર;
પ્રાર્થનાને દેજે કાન;
ઢોંગી હોઠ નિત્ય ન માન. ૧

૨ તૂંથી મારો અદલ થાય;
તારી આંખો દેખશે ન્યાય.
૩ તેંજ પરીક્ષા કિધી છે;
રાતમાં ખબર લિધી છે. ૨

મારામાં કંઇ જડશે નહીં;
મને પાતક પડશે નહીં;
૪ હું વિચારી મનુષ્ય જાત,
પાલિશ તારી ખરી વાત. ૩

૫ તૂંથી હું સ્થીર થયો છું:
દુષ્ટ માર્ગ મુકીગયો છું;
માર્ગે મને તૂં સંભાલ;
નિર્ભય રાખી મને ઝાલ. ૪

૬ મારૂં પ્રાર્થન ફાવેછે;
તારી કૃપાજ આવેછે.
૭ એવી મારી અર્જી માન;
કરજે પ્રાર્થનાનું ધ્યાન. ૫

ને વિશ્વાસીને ઉગાર;
વૈરીઓથી મને તાર;
હું પર રાખી તારી પાંખ. ૬
૮ કીકી જેવો મને રાખ;

૯ દુષ્ટ લોક મને નડેછે;
મોટા ધાટા ઘડેછે;
૧૦ તેમની આંખો મિચી ગઈ;
તથા ઘણી જાડાઈ થઈ. ૭

તેઓ ગર્વે ભાખેછે;
૧૧ મુજને ઘેરી રાખેછે.
લોભને નજર પાડેછે;
હેઠે આંખ લગાડેછે. ૮

૧૨ સિંહો કરેછે શિકાર;
તેમજ તેઓ કરે પ્યાર;
૧૩ ઈશ્વર સામર્થ્ય કરી આવ;
ને તેઓને હેઠ દબાવ. ૯

ને અહંકાર નિચો પાડ;
જાલિમોથી મને કાહાડ;
૧૪ તેઓ તારી છે તલવાર;
તેઓ તારા છે હથ્યાર;

અને ધન્યવાન્ થાયછે;
અન્નથી તૃપ્ત કરાયછે.
તેમને પુત્રો ભલેછે;
જેમને વારસો મલેછે. ૧૦

૧૫ હું તો તારી પાસે થઇશ;
સદ્ગુણ પામી હર્ખિ જઇશ;
પામિશ તારીજ પ્રતિમા;
ભોગવિશ મોટો મહિમા.

---

## ગીત ૧૮. (7. 5.)

ભક્તને લાગ્યાં ઘણા ભય;
દેવે દિધો પૂરો જય.

૧ મારૂં છે પ્રભુનું હેત
તે છે મારી આડ;
ઈશ્વર મારો બુરજ છે
અને મારો પાહાડ. ૧

૨ મારો આશ્રો તથા દેવ
તેને આપું માન;
મારી કુશલતાનું સિંગ
મારૂં ઉચ્ચસ્થાન. ૨

૩ સ્તુતિવાન્ પ્રભુનુંજ નામ
હું વખાણી લઈશ;
શત્રુઓના હાથોથી
હું છુટેલોજ થઈશ. ૩

૪ મારે માથે થયો તો
દરદ મોતનો શોક;
ને પ્રલયના જેવા પણ
આવ્યા પાપી લોક. ૪

૫ બહુ ભયંકર લાગ્યાતા
મૃત્યુલોકના પાશ;
લાગ્યા મારી સામણે
મરણમાર્ગમાં નાશ. ૫

૬ દેવની પ્રાર્થના કરી.
મેં તો રાખ્યું ધ્યાન;
તારે દયા રાખીને:
તેણે ધર્યો કાન. ૬

૭ તેના કોપ ચહડ્યાથી
ધરતીજ કાંપી ગઈ;
અને કોરી જમીન પણ
મોજા સરખીજ થઈ. ૭

૮ ભઠ્ઠીના ધુવાડાથી
ભડકા ચહડે જેમ;
તેના મુખ નશકોરાથી
શ્વાસો નિકલ્યા તેમ. ૮

૯ તેના પગની તલે પણ
થયો બહુ અંધકાર.
૧૦ દૂતે બેસી ગયો તો
વાદલ પર ઊડનાર. ૯

૧૧ તેણે કર્યો અંધકાર
તેનું ગુપ્તસ્થાન;
તેનો તંબુ મોટો મેઘ,
અંધારો આસમાન. ૧૦

૧૨ તેના પ્રકાશ ચમકતા
ફેલ્યાં વાદળાં સહુ;
મોટા કરા નિકળતાઃ
વિજળી ભડકી બહુ. ૧૧

૧૩ આકાશ મધ્યે ભયંકર
ગર્જના શંભળાઈ;
દેવે પાડ્યો ગડગડાટ
મોટી આંધી થઈ. ૧૨

૧૪ તેણે બાણો મારીને
કર્યો મોટો જય;
વિજળીઓ પ્રકાશીને
કર્યો તેમનો લય. ૧૩

૧૫ તેના કોપે ઊઘાડ્યું
પાણીનુંજ ઊંડાણ;
તેના શ્વાસે ઊખાડ્યાં
ભૂમિનાજ મંડાણ ૧૪

૧૬ તેણે ઘણાં પાણીથી
　　કર્યો છે ઊદ્ધાર;
૧૭ વૈરીઓની સભાથી
　　થયો છે તારનાર. ૧૫

૧૮ તેઓ મને નડ્યા છે;
　　દેવ છે મદદગાર;
૧૯ મારો મિત્ર ભાવી છે;
　　માનુંછું આભાર. ૧૬

૨૦ અને તેણે માન્યું છે
　　મારૂં પૂરૂં પુણ્ય;
૨૧ એણે મને આપ્યો છે
　　મારા હાથનો ગુણ. ૧૭

૨૨ મેં તો કર્યું ઘણું કર્મ;
　　રાખ્યું તેનું ધ્યાન;
૨૩ માટે મારા પ્રભુનેજ
　　નિશ્ચે આપ્યું માન. ૧૮

૨૪ માટે તેણે દિધું છે
　　જેવું મારૂં પુણ્યઃ
૨૫ પરોપકારકોને તે
　　આપે પ્રેમનો ગુણ. ૧૯

૨૬ સત્યપુરૂષને સત્યજ
શુદ્ધને શુદ્ધ થાય;
આડાઓને નડેછે;
એવાજ ગુણ જણાય. ૨૦

૨૭ હે પ્રભુ તૂંજ દુઃખિતનો
ખરો છે તારનાર.
અહંકારી ચેહરાનો
હેઠે છે પાડનાર. ૨૧

૨૮ તૂં અજવાલું આપેછે
અંધકાર ટલેછે.
વૈરીઓના જથા પર
જયકાર મલેછે. ૨૨

૨૯ તૂંથી સેના જિતુંછું;
પાડુંછું દેવાલ;
અને તૂં વિશ્વાસીને
લાગે જેવી ઢાલ. ૨૩

૩૦ દેવના પથો ખરા છે;
વારતા છે નિર્મલ;
જેઓ તે પર ટકેછે
તેઓને ભરે બલ. ૨૪

૩૧ ને પરાત્પર વિના કોણ
આપણો આશ્રો થાય!
તેથી મદદ પામ્યાથી
સિધો માર્ગ જવાય. ૨૫

૩૩ અને મૃગના જેવા પણ
તેણેજ આપ્યા પગ
અને ઊંચી જગ્યામાં
આપ્યો ક્ષેમનો વગ. ૨૬

૩૪ તેથી શૌર્ય પામીને
હું છું સામર્થ્યવાન્
મારા બલે ભાંગી છે
પિત્તલનીજ કમાન. ૨૭

૩૫ અને એણે ઢાલવતી
દિધો પૂર્ણ ઉદ્ધાર;
અને તેના હાથે પણ
કર્યો બહુ ઊપકાર. ૨૮

૩૬ મને તેંજ ચલાવ્યો છે
તો નહીં આવે ભય.
વૈરીને દબાવીને
મનેજ આવશે જય. ૨૯

૩૮ મેં બહુ ઘાયલ કરીને
તેમને કાઢ્યા છે;
તેઓ ઊઠી શકે નહીં
એટલા પાડ્યા છે. ૩૦

૩૯ યુદ્ધને સારૂ દિધું બળ,
એજ પ્રમાણે જય.
૪૦ તેણે ગળાં આપીને
કર્યો તેમનો ક્ષય. ૩૧

૪૧ તેઓને બુમ પાડીને
મળે નહીંજ ઊપાય;
પ્રાર્થના બહુજ કરી છે,
ઊત્તર નહીં અપાય. ૩૨

૪૨ તેમનો ભુકો કિધો છે
જેવી ધૂળ ઊડાય;
ગલીઓમાં એવા પણ
કાદવ બહુ ફેંકાય. ૩૩

૪૩ લોકોના વિરોધ થકી
તેં કર્યો ઊદ્ધાર;
ને વિદેશી લોકો પર
આપી છે સરકાર. ૩૪

૪૪ તેઓ થશે ખરા ભક્ત
જારે દેશે કાન;
ને વિદેશીઓના સુત
મને લાવશે માન. ૩૫

૪૫ ને વિદેશીઓ જ ખુટી
ઠુંઠશે છુપી આડ;
૪૬ જીવતો પ્રભુ સ્તુતિવાન.
તે છે મારો પાહાડ. ૩૬

૪૭ દેવે મુક્તિ આપીને
કર્યો વૈરોદ્ધાર;
અને દેશીઓનો પણ
કર્યો છે સંહાર. ૩૭

૪૮ મારા વૈરી ચઠીને
મારી સામા થાય;
તોયે દેવની દયાથી
મારો જીવ રખાય. ૩૮

૪૯ માટે હું વિદેશીમાં
ગાઈશ મોટાં ગાન;
ને પ્રભુના નામને હું
આપિશ સંધું માન. ૩૯

૫૦ તેણે મહારાજાનો
કર્યો છે ઊદ્ધાર,
તેનો મોટો અભિષિક્ત
પામ્યો છે ઊપકાર. ૪૦

૫૧ ને પોતાના દાઊદને
તેણે કર્યું વાહાલ;
અને પસંદ લોકોને
નિત્યેજ સર્વકાલ. ૪૧

---

ગીત ૧૯. (L. M.)

સૃષ્ટિથી શિખો દેવનું મહત્વ;
પવિત્ર લેખથી તેનું સત્વ.

૧ આકાશે દેવના ગુણ જણાય;
ખગોલે એનાં કામ દેખાય;
૨ દિવસને દિવસ, રાતને રાત
ફેલાવે પરમાર્થની વાત. ૧

૩ શંભલાતો નથી કાંઈ ઊચ્ચાર;
૪ પણ તેમનો ભૂમિભર વિસ્તાર;
સર્વત્ર તેમનું વર્ત્તમાન;
૫ એમાં સ્થપાયું સૂર્યસ્થાન. ૨

સવારમાં તે વર જેવો થાય,
પેહેલવાન જેવો દોડી જાય;
૬ આકાશમાં ફરતો ફરેછે;
તે સહુને ગર્મી કરેછે. ૩

૭ પ્રભુનાજ લેખો શ્રેષ્ઠ અપાર;
તેઓથી થાયછે સુધાર;
પ્રભુની સાહેદી છે અચૂક;
તે કરે ભોલાને સમજુક. ૪

૮ ને તેની આજ્ઞા છેજ ઉચિત,
તે કરે હૃદયનેજ હર્ષિત;
ને તેના કાયદા છે પવિત્ર
એઓ પ્રકાશિત કરે નેત્ર. ૫

૯ ને નિષ્કલંક છે તેનું ભય;
તે ટકશે સર્વકાલ અક્ષય.
ને તેના ન્યાયો છે યથાર્થ,
૧૦ ને સુંના કર્તાં છે મહાર્થ. ૬

ને મધુકોશથી છે ઇચ્છિત.
૧૧ એમ ભક્તો થશે સાવચિત્ત.
ને જેઓ કરે આજ્ઞાકાર,
તેઓને મલશે ધન અપાર. ૭

૧૨ કોણ ગણે સહુ પોતાની ખોડ?
ગુપ્ત અપરાધથી મને છોડ.
૧૩ ગર્વનાં પાપોથી અટકાવ;
તેઓને સામર્થ્ય ન રખાવ; ૮

૧૪ તારે નિરપરાધ હું થઇશ;
મહાપાપોથી છુટી જઇશ.
હે ઈશ્વર ત્રાતા શક્તિવાન્,
હું બોલું છું જે ખરૂં ગ્નાન. ૯

૧૫ જે વાતો બુદ્ધિએ જણાય,
તે તને અનુકૂલ ગણાય.

---

એની બિજી રચના. ( C. M. )

૧ આકાશો એમ શિખાવેછે
કે ઈશ્વર મહિમાવાન્:
૨ દિન દિનને વાત બતાવેછે;
અને રાત રાતને ગ્નાન. ૧

૩ તેઓ તો મુંગા ભાસીને
મુલગોજ ન કરે શાદ;
૪ પણ સંધા જગત્‌વાસીને
મલે તેઓનો વાદ. ૨

૫　તેઓમાં થયું સૂર્યસ્થાન;
　　તે વરરૂપ જાગેછે;
ને હર્ષેછે જેમ પેહેલવાન,
　　ને દોડવા લાગેછે. ૩

૬　આકાશની સીમથી ઊગીને
　　સીમ સુધી ફરેછે;
ને તેનો તડકો લાગીને
　　સહુમાં ગુણ કરેછે. ૪

૭　પ્રભુના નિયમ પ્રવર્त्तित;
　　મનને ફેરાવેછે;
ને તેની સાક્ષિઓ ખચિત;
　　મૂર્ખને શિખાવેછે. ૫

૮　પ્રભુની આજ્ઞા છેજ યથાર્થ;
　　દિલમાં સુખ ભરેછે;
પ્રભુના હુકમ છેજ શુદ્ધાર્થ;
　　આંખો સાફ કરેછે. ૬

૯　પ્રભુની બિહીક પૂરી સાફ
　　ને ચાલેછે સંતત;
ને સાચા તેના સહુ ઇનસાફ
　　ને શુદ્ધ ને પરિસત્. ૭

૧૦ તે ચોખ્ખા સુનાથી મૂળવાન્;
ને મધકોશાથી મધુર;
૧૧ ને તેથી સેવક પામી જ્ઞાન,
થઈ જાયછે ચતુર. ૮

ને આજ્ઞાકારે ઘણી શાંત;
ને પ્રતિદાન સહુ કાલ;
૧૨ કોણ સમજે સહુ પોતાની ભ્રાંત?
તૂં છુપો દોષ નિકાલ. ૯

૧૩ અધર્મથીજ તૂં ભક્ત નિવાર;
ને તેને બલ ન આપ;
તો મને પડશે સત્ આચાર;
ને જશે મહાપાપ. ૧૦

૧૪ તો મારા હૃદયમાં જે ધ્યાન;
ને મુખમાં જે ઊચ્ચાર,
તેઓને દયા કરી માન,
ઓ શક્તિવાન્ તારનાર. ૧૧

---

ગીત ૨૦. (L. M.)

પ્રભુનો જે વિશ્વાસ કરશે
તે કૃપા પામીને તરશે.

૧ દુઃખે પ્રભુ ઊત્તર આપશે;
તેનું નામજ તને સ્થાપશે;
૨ શુદ્ધ સ્થાનથી સાહ્ય દેશે
આકાશથી તે ખબર લેશે.

૩ તારાં અર્પણો સંભારશે;
અને સેવાને સ્વીકારશે;
૪ તારા સહુ મનોરથ કરશે;
તારા દિલની ઇચ્છા ભરશે. ૨

૫ તારે પ્રેમે હર્ખી જઇયે;
તારે નામે નિર્ભય થઇયે;
તૂંજ પર પ્રભુ રાજી કરશે;
પ્રાર્થના પણ પૂરી કરશે. ૩

૬ હવે મને સુવર્ત્તમાન છે;
ઈશ્વરતણો હાથ બલવાન્ છે;
તેથી અભિષિક્તને તારશે;
અને આકારાથી સંભારશે. ૪

૭ રથ પર કોઈ આશા રાખે;
ઘોડા ઉપર પણ ભાવ લાખે;
પણ પરાત્પર દેવને નામે
આપણાં મન દીલાસો પામે. ૫

૮ તેઓ પૂરાજ પડીગયા;
આપણે સિધા ઊભા થયા;
રાજાનો સમાચાર લેજે;
અને અર્જને ઉત્તર દેજે. ૬

---

## ગીત ૨૧. (C. M.)

આ ગીતનો સાર પ્રભુનો જય;
ને સર્વ વૈરીઓનું ભય.

૧ પરાત્પર તારા સામર્થ્યમાં
રાજા બહુ હર્ખાશે;
ને તારા ખરા ઊદ્ધારમાં
તેને સુખ પમાશે. ૧

૨ તેં તેના દિલની મરજીને
આકારાથી સધાવી;
ને તેના હોઠની અર્જીને
કદી નહીં અટકાવી. ૨

૩ તેં તેને મોટા મહિમાનો
આશીર્વાદ કરાવ્યો;
ને તેને માથે સુંનાનો
મુગુટ પણ પેહેરાવ્યો. ૩

૪ ને તેણે માગ્યો જીવ અનંત,
એટલું તેં પમાડ્યું:
ને તારણ મહામહિમાવંત
તેને તેં દેખાડ્યું. ૪

૫ અને ઊદ્ધારજ તેને માન
તથા મહીમા લાવ્યો;
૬ અને તેં આપી કૃપાદાન,
તેને બહુ હર્ખાવ્યો. ૫

૭ કેમકે તે પરમેશ્વરનો
ખરો છે વિશ્વાસી;
ને પામી પ્રેમ સત્યેશ્વરનો
થશે નહીં ઊદાસી. ૬

૮ ને તારો બીહામણો હાથ
વૈરીઓને જડશે;
ને તારો જબર જમણો હાથ;
દ્વેષીઓને નડશે. ૭

૯ ને બલતી ભઠ્ઠી હોય તેમ
તારો કોપજ થશે,
ને જેવો અગ્નિ હોય એમ
ક્રોધ નાશ કરી જશે. ૮

૧૦ પૃથ્વી પરથી તેઓનું ફલ
  તારાથી કહડાશે;
મૃત્યુલોકથી તેઓનું કુલ
  નાશ પામી કપાશે. ૯

૧૧ કે તેઓ તૂં પર દગાઓ
  શોધી નથી મુક્યા;
ને ઘણી મોટી ઠગાઈઓ
  પૂરી નથી શક્યા. ૧૦

૧૨ તૂં તીરો મારિશ, તૂં તારે
  તેઓને નહશાડિશ;
૧૩ અને મહિમાને આધારે
  તારૂં નામ દેખાડિશ. ૧૧



એની બિજી રચના. ( L. M. )

૧ ઓ ઈશ્વર તારીજ ભક્તિમાં,
ને તારી મોટી શક્તિમાં,
મહારાજા ભોગવશે સુખાર્થ;
કાંજે પ્રાપ્ત થાયછે મનોરથ. ૧

૨ તેં કિધું છે અર્જનું ધ્યાન;
ને એને આલ્યું છે વરદાન;
૩ સુંનાનું તાજ તેં દિધું છે
ને જીવન દીર્ઘ પણ કિધું છે. ૨

૪ હા, ઘણા દાઠા સર્વકાલ;
ને તારી મુક્તિમાં જલાલ;
૫ ને તેને નામિયા પ્રસાદ;
તથા સનાતન આશીર્વાદ. ૩

૬ ને તારા મુખથી બહુ આનંદ
ઈશ્વરને મહાભૂપ પસંદ;
૭ પરાત્પર તેનો છે આધાર;
અને તે રેહેશે નિર્વિકાર. ૪

૮ અને તૂં દાબશે સહુ વિરોધ;
ને જમણે હાથે કરશે શોધ,
૯ તારો ક્રોધ, જેવો છે તનૂર
તેઓને ખાઈજશે જરૂર. ૫

૧૦ તૂં ટાલિશ એમનું બધું ધ્યાન:
ને મનુષ્યોમાંથી સંતાન;
૧૧ તેઓને ખોટા અભિપ્રાય;
એ માટે થયા નિરૂપાય. ૬

૧૨ તું ચિલ્લા પર લગાડી બાણ
કરિશ તેઓનું અકલ્યાણ:
૧૩ તું મોટું કર પોતાનું નામ;
હમે વર્ણાવિયે તારાં કામ. ૭

---

## ગીત ૨૨. (L. M.)

મસીહને આવશે અપમાન:
પછી પ્રતાપ,- એ આગમજ્ઞાન.

૧ હે મારો દેવ; હે મારા દેવ,
તેં શાને તજ્યો મારો જીવ!
ને મારા સાહ્યથી લોપેછે!
ને મારા દુઃખથી છુપેછે! ૧

૨ હું કરૂંછું રાત દાહાડે શાદ;
તો પણ તૂં રાખતો નથી યાદ
૩ તૂં તારા સેવકોનો મિત્ર;
ને સ્તુતિપાત્ર તથા પવિત્ર. ૨

૪ પિત્રોએ કરયું તારૂં માન;
ને તેં તારયા તેઓના જાન.
૫ તેઓ કરીને સદ્વિશ્વાસ
ન પામ્યા અપમાનનો ત્રાસ. ૩

૬ હું મનુષ્ય નથી; હું જીવજંત;
હું લોકોનો અનાદરવંત;
૭ તેઓ દેખીને ભાંડેછે;
તેઓના હોઠ કાઢેછે. ૪

૮ ને તેઓ કરીને ઉપહાસ,
કેહેછે તે માનેછે વિશ્વાસ;
માટે જો દેવનો પ્રીય થાય,
તો એને આશ્રે બચી જાય. ૫

૯ તેં હાથે મને જાલ્યો છે;
ને માની પાસે પાલ્યો છે;
૧૦ જન્મથી મોટો તૂં આધાર;
ઓ મારા ઈશ્વર મને તાર. ૬

૧૧ તૂં દૂર ન થજે; મને દુઃખ:
નથી વિશ્રામ ને નથી સુખ;
૧૨ સહકારી છેટા પડેછે;
ને ઘણા ગોઓ ચહડેછે. ૭

૧૩ હા, બાશાનના જોરાવરો,
એમ હોયછે સિંહ ખાવરો.
૧૪ મને તન જલના જેવું થાય;
ને તેના સાંધા ઉખડી જાય. ૮

ને મારૂં દિલ ગલાયું છે;
૧૫ ને મારૂં મોહો શુકાયું છે;
ને જીભ તાલવાને ચોંટી છે;
ને હું પર મોતની માટી છે. ૯

૧૬ ને કુત્રા ભોંકી જાયછે;
દુષ્ટ લોકો ભેગા થાયછે;
૧૭ મારા હાથ પગ વિંધાયછે;
ને મારા હાડ ગણાયછે. ૧૦

૧૮ ને તેઓ ક્રોધે દેખેછે;
ને લુગડાં વેંચી નાંખેછે;
ને વસ્ત્ર પર હોડ બકેછે;
૧૯ તો તૂં કેમ વેગલો ટકેછે! ૧૧

૨૦ હે પ્રભુ મારો જીવ ઊગાર,
ને મને તલવાર થકી તાર;
કુત્રાના બલથી મને રાખ;
૨૧ ને સિંહના મોહોડામાં ન નાંખ. ૧૨

પાડાના શિંગ થકી બચાવ;
૨૨ ને સભા મધ્યે મને લાવ;
તારે હું તને આપિશ માન,
૨૩ તને દબશે યાકુબ સંતાન. ૧૩

ઈસ્રાયલ પુત કરશે વિશ્વાસ;
૨૪ તૂં તુચ્છ ન કરે તારો દાસ;
ને તારૂં મોહોડું ન છુપાય,
વિશ્વાસી લોકો ન ભુલાય. ૧૪

૨૫ હું મહા સભામાં કરી માન,
તને ચહડાવિશ મોટાં દાન;
૨૬ લીન જનો ખાશે પુષ્કલ અન્ન;
ને પ્રભુનેજ લગાડશે મન. ૧૫

૨૭ જે તેને શોધી રાખે ભય
તેઓ તો પામે જીવ અક્ષય;
૨૮ સર્વ લોક થશે સાવધાન;
ને માનશે તેનું વર્તમાન. ૧૬

ને સંધાં કુલો સંધા દેશ
પ્રભુનાજ થઈ જશે હમેશ;
૨૯ તૂં બધા દેશનો માલિક છે;
ને બધા લોકનો પાલક છે. ૧૭

૨૯ ધનવાનો ભજી દેશે માન;
. લીનજનો માનશે કૃપાદાન;
પોતાને તારવા સહુ અશક્ત;
૩૦ પણ નિત્ય ટકશે દેવના ભક્ત. ૧૮

પ્રભુને થશે શુદ્ધ સંતાન:
૩૧ તે આવી કરશે વર્ત્તમાન;
ને પ્રગટ કરશે તારૂં નામ,
ને તારાં મહામોટાં કામ. ૧૯

---

બિજી રચના. (દોહેરા)

૧ મારા પ્રભુ દેવ શાને
હુંથીજ લોપેછે ?
મારૂં ત્રાણ ન કરવાને
તૂં કેમ છુપેછે ? ૧

૨ પ્રભુ દિસમાં બોલીને;
મારૂં નહીં મનાય;
રાત્રે મોહોડું ખોલીને,
હુંથી નહીં છુપાય. ૨

૩ તૂં પવિત્ર છે; ખરા ભક્ત
આપેછે વખાણ;
૪ સર્વ પિતૃ પ્રાચીન વક્ત
તૂંથી પામ્યા ત્રાણ. ૩

૫ તારૂં પ્રાર્થન કરીને
પામ્યા નિત્ય ઉદ્ધાર;
તારા ભાવિક ઠરીને,
થયા નહીં લાચાર. ૪

૬ જંતુ નામજ પાડીને
નાંખેછે ધિક્કાર;
૭ અને હોઠ કાઢીને
કેહેછે કુવિચાર. ૫

૮ કેહે પ્રભુ છે તારનાર,
એવું તેનું મન;
વારૂ તે કરે ઉદ્ધાર,
કેમકે તે પ્રસન્ન. ૬

૯ પેટે જન્મ આલીને
મારોજ રક્ષક છે.
બાળપણાથી પાલીને
મારોજ લક્ષક છે. ૭

૧૦ નિત્ય તૂં ઊઠાવેછે;
મને દેજે સહાય;
૧૧ કાંજે એદો આવેછે;
મને નહીં ઊપાય. ૮

૧૨ ઘણા ગોધા ઘેરેછે,
સર્વ જોરાવરો
૧૩ અને ગાજતા ફરેછે
જેમ સિંહ ખાવરો. ૯

૧૪ હું રેડાયો જેવું જલ;
હાડ ઊખડાયછે;
મિણના જેવું મારૂં દિલ
અંગ પિગલાયછે. ૧૦

૧૫ મારૂં જોર શુકાયછે;
જીભ ટેડ લાગેછે;
હું પર ધૂળ મુકાયછે;
૧૬ કુત્રાંજ વાગેછે. ૧૧

ભુંડાં સભા ક્રોધી થાય;
હાથ પગ ભોંકેછે;
૧૭ હાડાં મારાંથી ગણાય;
વૈરીજ તાકેછે. ૧૨

૧૮ મારાં લુગડાં વેંચાને,
તેઓજ બકે હોડ;
૧૯ ઈશ્વર મને ખેંચીને
એવા બલથી છોડ. ૧૩

૨૦ અટકાવી એમના હાત,
તારજે મારો જાન;
૨૧ અટકાવીને સિંહના દાંત
હોજે મેહેરબાન. ૧૪

૨૨ મહા સભામાં હું કહિશ
તારૂં એકલું નામ;
અને તાં હું કેતો રહિશ.
તારાં મોટાં કામ. ૧૫

૨૩ તો પ્રભુના સિધા ભક્ત,
તેને આપો માન;
તેને સેવો અદબયુક્ત,
યાકુબના સંતાન. ૧૬

૨૪ તેની નજર આવેછે
દુઃખિતોનુંજ દુઃખ;
અને તૂં દેખડાવેછે
તારૂં પ્રસન્ન મુખ. ૧૭

૨૫ ને હું મહા મંડળીમાં
તેનાં સ્તોત્રો કહિશ;
તને પણ મોટો મહિમા
હું જણાવતો રહીશ. ૧૮

૨૬ લીન મનુષ્યો ખાશે ફલ;
તે થઈ જશે તૃપ્ત;
એમ થશે તમારાં દિલ
સદા જીવન પ્રાપ્ત. ૧૯

૨૭ જગત્‌વાસો સાંભરીને
તેને ફરશે અહીં;
સર્વ દેશી શાંભલીને
તેને ભજશે સહી. ૨૦

૨૮ આદરાહત પ્રભુતણી;
જગમાં તે સરકાર.
૨૯ દેહિકો તારીજ ભણી
કરશેજ નમસ્કાર. ૨૧

અને જેઓ લીન હોય,
તેઓ દેશે માન;
અને જે સ્વત્રાતા હોય
એવોજ નથી જાન. ૨૨

૩૦ તેની સેવા કરીને
આવશે મોટું કુલ;
દેવના સુતો ઠરીને,
એનું એવું મૂળ. ૨૩

૩૧ અને કેહેશે એનું પુણ્ય
　　લેશે તેનું નામ;
માટે જન્મનારા જાણ
　　જાણે એનાં કામ.　૨૯

---

## ગીત ૨૩. (C. M.)

પ્રભુ ભક્તોનો રખેવાલ
ને કૃપાદાયક સર્વકાલ.

૧ મને પ્રભુ ખવડાવેછે;
　　માટે દુકાલ ન રેહે;
૨ તે લિલી બીડમાં લાવેછે.
　　જ્યાં નિર્મલ પાણી વેહે.　૧

૩ ને તે સુધારી મારો જાન.
　　સુમાર્ગ બતાવેછે;
એમજ કરી પોતાનું માન;
　　તે પ્રવર્તાવેછે.　૨

૪ જ્યાં મરણ છાયા ભયંકર
　　ત્યાં હોશે મારી વાટ,
તો ભુંડાનો ન લાગશે ડર;
　　ન પડશે કાંઈ ગભરાટ.　૩

તૂં છુડી કાઢી લાવીને
  શાંતિજ પમાડેછે;
૫ ને શત્રુને અટકાવીને,
  તૂં તૃપ્ત ખવાડેછે. ૪

ને તારાથી સુગંધી તેલ
  માથે રેડાયછે;
ને વાટકો જેવી હોય રેલ,
  પુષ્કળ ઉભરાયછે. ૫

૬ ને મારૂં આખું જીવનભર;
  એ કૃપાદાન અત્યંત;
ને મારૂં થશે દેવનું ઘર
  રેહેવાસ સતત અનંત. ૬

---

એની બિજી રચના.

૧ ખપ નથી--રક્ષક પાલેછે;
૨ ને ચારામાં સંભાલેછે:
  સ્વચ્છ પાણી પાસે લાવેછે;
૩ ને મારૂં મન ફેરાવેછે. ૧

ને મોટું કરી તેનું નામ,
કરાવેછે સત્માર્ગનાં કામ;
૪ જાં મરણછાયાજ ભયંકર,
તાં ભુંડાનો ન લાગે ડર. ૨

કાંજે તૂં શાંતિ સ્થાપેછે;
ને છડી કાઠી આપેછે;
૫ તૂં શત્રુને બિહીવડાવેછે;
ને મને તૃપ્ત ખવડાવેછે. ૩

માથે સુગંધ રેડાયછે;
ને વાટકો બહુ ઊભરાયછે;
૬ ને મારૂં આખું આયુષ્યભર
પ્રેમ દયા આવશે મારા પર. ૪

ને દેવના ઘરમાં જે જલાલ,
તે મારો વિભાગ સર્વકાલ.
[ઈશ્વર ભક્તોનો રખેવાલ;
ને કૃપાદાયક સર્વકાલ.] ૫

---

## ગીત ૨૪. (L. M.)

દેવ સહુ માલિક; ખરી નીતિ;
પ્રભુ તારનારનીજ ઊત્પતિ.

૧ પૃથ્વી તથા જેટલાં થયાં;
ધરતીમાં જે જે સમાયાં:
તેટલાં પ્રભુનાં જાણો,
એણે નાંખ્યા સહુ મંડાણો. ૧

૨ જલ પર બદ્ધાંઓ સ્થપાયાં;
પાણીઓ પર સ્થીર રખાયાં.
૩ કોણ જાય પ્રભુને ઊંચાણે ?
અને વશે શુદ્ધ ઠેકાણે ? ૨

૪ શુદ્ધ હોય હાથો અંતઃકરણ;
ભુંડાનું નહીં કરે સ્મરણ;
કપટ વિના જેટલા જન છે
તેટલાઓને મહા ધન છે. ૩

૫ કૃપાદાન પ્રભુથી આવશે;
ત્રાતાનું ન્યાયપણું પાવશે.
૬ ઈશ્વર એવા લોકજ તારા;
તેઓ તારૂં મુખ શોધનારા. ૪

૭ માથા ઊંચકોરે કમાડો;
ને અનાદિજ દ્વાર ઊઘાડો;
મહિમાનો ભૂપ માંહે જશે.
૮ મહિમાનો ભૂપ કોણ હશે ? ૫

ઈશ્વર સબળ સામર્થ્યવાન્ છે;
ઈશ્વર યુદ્ધમાં શક્તિમાન્ છે;
૯ માથા ઊંચકોરે કમાડો;
ને અનાદિજ દ્વાર ઊઘાડો. ૬

૧૦ મહિમાનો ભૂપ માંહે જશે;
મહિમાનો ભૂપ કોણ હશે ?
તો સત્યેશ્વર શક્તિમાન્ છે,
એકલો તે ભૂપ મહિમાન્ છે. ૭

---

## ગીત ૨૫. (7.)

પ્રભુની પ્રાર્થનાનું ગીત;
દેવ જણાય સગુણ અચિત.

૧ હે પરાત્પર મારા દેવ,
તારી ગમ ચઠાવું જીવ;
૨ તારા પર હું રાખું ભાવ;
માટે મને ન શર્માવ
હું પર વૈરી ન હર્ખાય;
તારા ભક્તો ન શર્માય. ૧

૩ જેજે કરે ભુંડાં કર્મ,
તેના ઊપર આવશે શર્મ;
૪ પ્રભૂ તારો માર્ગ બતાવ;
તારાં આચરણ શિખાવ.
૫ મને શિખવીને સુધાર;
મારા ત્રાતા મને તાર. ૨

૬ નિત્ય હું કરૂં તારૂં માન;
પ્રભૂ પ્રેમે રાખજે ધ્યાન;
તૂં સંભાર પોતાનું વાહાલ
જેને છે અનાદિકાલ.
૭ અને મારાં આગલાં પાપ,
ભુસીનાંખી માફી આપ. ૩

તારો મોટો છે ઊપકાર;
મને એ માટે સંભાર;
૮ ઈશ્વર સાત્વિક દયાવાન્
શિખવશે સત્પથનું જ્ઞાન;
૯ લીન જનોનો કરે ન્યાય
રાહ બતાવી કરે સહાય. ૪

૧૦ જેઓ માનેછે કરાર,
તથા લેખનો અનુસાર,
તેઓ પામે ખરો પ્રેમ,
એવાઓને મલે ક્ષેમ.
૧૧ ઈશ્વર મારા અમથા શ્રમ
તારા નામને લિધે ખમ.　૫

૧૨ પ્રભુથી જેને આનંદ
તે તો એને છે પસંદ;
૧૩ તેને શાંતિ મલી જાય
ભૂમિ એના વંશની થાય.
૧૪ ભક્તને પ્રભૂની સલાહ;
અને તે બતાવશે રાહ.　૬

૧૫ ઈશ્વરને હું જોઉંછું;
જાલથી છુટ્યો હોઉંછું.
૧૬ હું તો એકજ, હું લાચાર
દયા રાખી મને તાર.
૧૭ વધતાં થયાં દિલનાં દુઃખ;
તે મટાડી આપજે સુખ.　૭

૧૮ મને થાયછે સંતાપ,
માટે ખમજે મારાં પાપ;
૧૯ ઘણા વધ્યા વૈરીઓ;
તેઓ અહંકારીઓ
૨૦ તન સમારી મને છોડ
તારે મલે નહીં વખોડ. ૮

૨૧ તારી સિદ્ધતા તથા સત્,
મને કરશેજ સલામત;
આશા રાખુંછું તૂંજ પર
માટે મારૂં રક્ષણ કર;
૨૨ તૂં યહોવા તૂં તારનાર.
વિપત્તથી ઇસ્રાયલ તાર. ૯

---

## ગીત ૨૬. (7)

પાપથી જુદી કરો ચાલ;
કૃપા પામો સદાકાલ.

૧ પ્રભુ કરજે મારો ન્યાય.
જેવી મારી રીતિ નેક;
મને મલે તારો સહાય,
રસ્તામાં ન સરકું છેક. ૧

૨ મને પારખીને તપાસ;
માઽં હૃદય કસી નાંખ઼:
૩ મને દેજે પ્રીત્યભ્યાસ
તે પર લાગી મારી આંખ. ૨

૪ હું સુમાર્ગે ચાલું છું,
હલકા લોકને ભળું નહીં,
૫ ઢોંગીને કંટાળું છું;
ભુંડા લોકને મળું નહીં. ૩

દુરાચારીની જમાત
એનો દ્વેષ હું કઽં છું;
૬ શુદ્ધતામાં ધોઈ હાત
વેદી આસપાસ ફઽં છું. ૪

૭ તારા સેવકો સમેત,
પ્રગટ કરિશ તારાં કામ:
૮ કઽં શુદ્ધસ્થાનનું હેત;
તાં રેહેછે તાઽં નામ. ૫

૯ પાપીઓના રસ્તામાં
મારો આત્મા ન મલાવ;
ઘાતક લોકના જથામાં,
મારો જીવ પણ ન જડાવ. ૬

૧૦ તેઓ કરે દુષ્ટ કરાર;
હાતો લાલચે ભરાય;
૧૧ ખરે પથે હું ચાલનાર,
તૂંથી મને ત્રાણ કરાય. ૭

૧૨ માટે સર્ખા રસ્તામાં
સાધન કરી જાઊંછું;
તારી મહા સભામાં
સ્તોત્રો કરી ગાઊંછું. ૮

---

## ગીત ૨૭. (L. M.)

જે જે જનો દેવને ભાવે
તે તે જનને દેવ બચાવે.

૧ ઈશ્વર માઈં છે અજવાલું;
મારો ત્રાતા છે દયાલુ;
માટે મને કોણ ડરાવે !
ઈશ્વર મને નિત્ય બચાવે. ૧

૨ મારે ઊલટા વૈરી લડે;
તો પણ મારી છાતી ચહડે;
૩ સેના સામી છાવણી કરે
તો પણ મારો જીવ ન ડરે. ૨

ચઠે વૈરીઓ જોરાવર,
જેવા ફાડી ખાય જનાવર;
મારા માંસના ભુખ્યા થયા;
તો પણ પોતેજ હાર્યાગયા. ૩

૪ કેમકે મેં પરાત્પર પાસે
અર્જી કરી બહુ વિશ્વાસે
કે હું આવું શુદ્ધસ્થાને
અને હર્ખું દેવને માને. ૪

ઈશ્વરના પ્રતાપને દેખું;
અને મંદિરમાં ધ્યાન રાખું.
૫ ભુડાથી તે મને કાહાડશે;
કુશલ જગ્યામાં સંતાડશે. ૫

છાના તંબુમાં પણ જાલશે;
પર્વત ઊપર પણ સંભાલશે.
૬ વૈરીઓને તું દબાવિશ;
મારા માથાને ઊઠાવિશ. ૬

અર્પણ કરી હું હર્ખાઈશ;
શુદ્ધસ્થાનમાં ગીતો ગાઈશ.
૭ ઈશ્વર મારી અર્જી માની,
મારા ઊપર કર મેહેરબાની. ૭

૮ ઓ દેવ મારો તૂં પ્રબોધક:
તારી કૃપાનો હું શોધક.
તારા ઊપર ધ્યાન લગાડિશ;
૯ તારૂં મુખ તૂં ન સંતાડિશ. ૮

કોપથી મને તૂં નહીં મુકિશ;
મારી સાહ્ય કરી ન ચુકિશ.
મારો ત્યાગ તૂં છેક ન કરિશ;
પણ તૂં મારો વાતા હરિશ. ૯

૧૦ જારે માબાપ મુકીદેશે,
તારે ઈશ્વર જાલીલેશે;
૧૧ હે દેવ મને તૂં શિખાવજે;
તારો રસ્તો પણ બતાવજે. ૧૦

૧૨ મારા શત્રુઓના હાથમાં.
તૂં નહીં શોંપિશ મારો આત્મા;
ઘણા શત્રુઓ તો ચહડ્યા;
જૂઠા ખુનીઓ મને નડ્યા. ૧૧

૧૩ મને તારો પ્રેમ ન ફાવત:
તો દિલાસો કાંઈજ ન આવત.
૧૪ જો તૂં પ્રભુને માન આપે,
તો તે તારી હિમત સ્થાપે. ૧૨

---

## ગીત ૨૮. (7.)

પ્રભુ પાળીને સ્વનેમ,
સુભક્તોને દેશે ક્ષેમ.

૧ પ્રભુનું હું રાખું ધ્યાન;
તું તો મારી ખરી આડ:
મારી પ્રાર્થનાનું માન;
અને મને કાન લગાડ. ૧

૨એ જેઓ જાય સ્મશાન.
તેમના જેવો હું થાઉં;
૨ મારી પ્રાર્થનાનું માન
એવું હું યાચી જાઉં. ૨

૩ પાપી સભામાં ન તાણ;
એવા લોક ભુલનારા છે;
તેઓ બોલેછે વખાણ;
તેમનાં દિલ નઠારાં છે. ૩

૪ જેવી એમની ભુડી ચાલ,
જેવા તેઓ ગુનહગાર,
એવો તું પાડીને હાલ,
એમને કરિશ પ્રતિકાર. ૪

૫ તેઓ કરે નહીં વિશ્વાસ;
હલકાં ગણે તારાં કામ;
પણ તૂં કરિશ એમનો નાશ;
૬ સ્તુતિવંત છે તારૂં નામ. ૫

તેણે માન્યો મારો શાદ,
૭ મારી શક્તિ, મારી ઢાલ;
માટે રાખિશ તેની યાદ.
તેણે કરયો છે સંભાલ. ૬

હું હર્ખીને ગાઈશ નિત્ય;
૮ ઈશ્વર મને મદદગાર;
અને ખ્રીસ્તનો તે ઇચ્છિત:
શુચિ લોકોનો તારનાર. ૭

૯ તારા લોકોને સંભાલ;
આપજે ખરા આશીર્વાદ;
કૃપાથી તેઓને પાલ;
અને રાખ તેઓની યાદ. ૮

---

ગીત ૨૯. (S. M.)

રાનમાં છતાં બહુ તુફાન;
પ્રભુ બેસે શુદ્ધસ્થાન.

૧ દેવની સેવા કરો,
તમે સામર્થ્યવાનો;
દેવની ઘણી સેવા કરો,
એનો મહિમા માનો. ૧

૨ દેવની સેવા કરો,
તેનો ગુણ વખાણો;
તેના ઘરમાંજ ભજન કરો,
એને મોટા જાણો. ૨

૩ દેવે મોટી વાણી,
પાણીઓ પર પાડી;
તેની વાણી જાં બહુ પાણી,
ગર્જનાની કાહાડી. ૩

૪ સર્વેશ્વરની વાણી,
જોરથી મિઠી લાગે;
એની વાણી આંધી આણી,
દેવદારને ભાંગે. ૪

૫ તેનો શાદ ભંગાવે
લબનોનનાં ઝાડો.
૬ વાછુડા જેવા તે કુદાવે
દેવદારના પાહાડો. ૫

૭ સર્વેશ્વરની વાણી
વિજળીઓ સળગાવે;
૮ એની વાણી ભૂકંપ તાણી
અરણ્યને ધ્રુજાવે. ૬

૯ ઈશ્વરતણી વાણી
હરણોને કંપાવે;
એની વાણી પાન ઉખાડી,
વનવૃક્ષો ઊઘડાવે. ૭

એના સહુ વિશ્વાસી
એના નામને માને
૧૦ તે સમુદ્ર ઊપર બેસી
રહ્યો શુદ્ધસ્થાને. ૮

૧૧ પ્રભુ તખ્ત પર બેસે;
એ પરાક્રમ આપશે
અને લોકને શાંતિ દેશે
અને કુશળ સ્થાપશે. ૯

---

## ગીત ૩૦. ( L. M. )

એનો સાર,—પ્રભુથી કલ્યાણ;
ને ખરા ભક્તોની વખાણ.

૧ ઓ દેવ હું તને કરિશ માન;
 કાં મને તેંજ ઉઠાવ્યો છે;
ને વેરીઓનો અભિમાન
 તેં મારાથી રોકાવ્યો છે. ૧

૨ મેં અર્જ કરી ઈશ્વર દેવ
 તેં મને તાજો કર્યો છે;
૩ ને મરણથી બચાવ્યો જીવ;
 ને નરકથી તે તર્યો છે. ૨

૪ ઓ ખરા ભક્ત વખાણીને,
 પ્રભુની આગલ ગાવો ગાન;
ને એના સદ્ગુણ જાણીને,
 સ્વીકારો એનાં કૃપાદાન. ૩

૫ તે પલકભર દેછે સંતાપ;
 પ્રીતિ કરીને જીવન થાય;
રાત લગણ ટકેછે વિલાપ;
 સવારે આનંદ ઊપજાય. ૪

૬ મેં સુખની વેલા કહ્યું છે
 કે હું ન હાલું સર્વકાલ;
૭ ને મારૂં શરણ રહ્યું છે,
 પરાત્પર કરેછે સંભાલ. ૫

તેં તારૂં મુખ સંતાડીને,
મને પમાડ્યો બહુ સંતાપ;
૮ તારે મેં વાણી કાઢીને,
માગ્યો પરાત્પરનો મિલાપ. ૬

૯ શું મારા મરણથી કલ્યાણ ?
અને જો મારો આત્મા જાય,
શું ધૂલ બતાવે કંઈ પ્રમાણ ?
કે પ્રગટ કરે તારો ન્યાય ? ૭

૧૦ ઓ ઈશ્વર તૂંજ ઉગારીને;
ને મદદ કરી આપ આનંદ;
૧૧ તૂં મારાં તાટ ઊતારીને
બંધાવિશ હર્ષનો કમરબંદ. ૮

૧૨ તારે હું કદી ચુપ ન રહી,
પરાત્પરતણાં સ્તોત્રો ગાઇશ;
ને તેની આગલ સ્તુતિ કહી,
સર્વકાલ સુધી સુખી થઈશ. ૯

---

## ગીત ૩૧. (7. 5.)

ભક્તો જુલમ ખાયછે;
ઈશ્વરથી રખાયછે.

૧ પ્રભુને હું માનીને
  કદીજ ન શર્માઊં;
૨ કાનો ધરી મને તાર;
  તો હું કુશલ થાઊં. ૧

૩ મારા ખડક તથા પાહાડ;
  તથા ઊદ્ધારનાર;
મારા કિલ્લા તથા આડ
  મારા ઊગારનાર. ૨

તારા ગુણને અનુકૂલ
  મારો જીવ ચલાવ;
૪ રિપુઓની જાલમાંથી
  મને તૂંજ છોડાવ. ૪

મારો ખરો આશ્રો તૂં,
  તારા હાથે તેમ,
૫ હે પરાત્પર ખરા દેવ
  સોંપું આત્મા એમ. ૫

૬ મિથ્યા મતને કારણે
  આવે બહુજ ઊદાસ;
તો પણ પરમાત્માજ પર
  મારો છે વિશ્વાસ. ૬

૭ તેની કૃપાથી હર્ખીં,
માનિશ તેનાં દાન;
તૂં પરાત્પર વિપત્તનાં
જાણિશ મારો જાન. ૭

૮ દુશમનોના બંધનથી
હું તો નિકલી જઈશ;
૯ મારા પગ નિકાલીને
તૂંજ ઊપકારી થઈશ.

૧૦ મારાં અંગો તથા મન
માંદાજ થાયછે
અને મારાં વર્ષો પણ
શોકમાં જાયછે. ૯

અપરાધે મારા હાડ
ઘણાં શુકાઈ જાય,
૧૧ રિપુઓનાં મોહોડાથી
મોટી નિંદા થાય. ૧૦

મિત્રો નિંદા કરેછે
હટેછે ઓલખાણ;
મને જોઈ મારેછે
મોટુંજ અકલ્યાણ. ૧૧

૧૨ જેવો મરીગેલો જન,
હુંજ વિસરાયો છું;
અને માટલા જેવો પણ
હુંજ ભંજાયો છું. ૧૨

૧૩ ઘણી ખોટી તોહોમત
મારા પર નંખાય;
તેઓ ઘાટો ઘડેછે;
તેમની રિસ ચઢાય. ૧૩

૧૪ પણ હું કઈછું વિશ્વાસ
તૂં છે મારો દેવ;
૧૫ તૂં સમારે મારા કાલ;
મારો જીવ બચાવ. ૧૪

૧૬ અને મુખ દેખાડીને
મારા પર ચમકાવ
૧૭ કૃપા કરી ધમકીથીજ
મને વેગલો લાવ. ૧૫

ઘણાં મેણાં મારેછે;
તેઓ ગુજરી જાય,
૧૮ તાં લગી જુઠા હોઠ
શાના છેક ન થાય. ૧૬

૧૯ કેવાં ઘણાં કૃપાદાન
તૂંથીજ આવ્યાં છે;
કેવાં કામો પ્રીતિવાન્
તેં દેખડાવ્યાં છે. ૧૭

૨૦ તારા મુખની સામણે
હું બહુ નિર્ભય થઇશ;
ને જીભોના મેણાથી
તૂંજ બચાવી જઈશ. ૧૮

૨૧ ધન્ય દેવે કિલ્લામાં
પ્રેમ દેખાડ્યો છે;
૨૨ મને તારીજ નજરથી
તેં તો કાહાડ્યો છે. ૧૯

હું ઊતાવળે બોલ્યો હું
પણ તેં માન્યો શાદ;
કર્યો બહુ પરોપકાર;
રાખી મારી યાદ. ૨૦

૨૩ કરો તેનો પરમપ્રેમ
સંધા લોક પવિત્ર;
જે વિશ્વાસી જનો છે
તે તેઓનો મિત્ર. ૨૧

પ્રતિકાર પણ આવેછે;
સત્ વિશ્વાસ કરનાર
૨૪ છાતી રાખીને માનો
દેવનોજ આભાર. ૨૨

---

## ગીત ૩૨ (C. M.)

એનો સાર એઠું પ્રાયશ્ચિત્ત
તથા પ્રભુનીજ પૂરી પ્રીત.

૧ જેઓના અપરાધ ઢંકાય
તે મનુષ્યોને ધન;
૨ જેઓ નિર્દોષી પણ ગણાય;
જેઓને ભોલું મન. ૧

૩ હું પૂરો છાનો થયો છું;
પણ થયો શોકાતુર;
એ માટે હું થઈ ગયો છું
દુર્બલ તથા ભંગુર. ૨

૪ રાત દિવસ હું પર ઘણો સખત
પ્રભુનો હાથ મુકાય;
ખડ ચિમલાય તડકાનો વક્ત,
એમ મને રસ શુકાય. ૩

૫ વલી મેં માની મારાં પાપ:
ન કર્યો અહંકાર;
પણ કર્યો શોક તથા સંતાપ;
ને મલ્યો પરોપકાર. ૪

૬ એ વાસ્તે બદ્ધા ખરા ભક્ત
કરશે આરાધના;
ને તને પામે જે જે વક્ત,
ચહડાવશે પ્રાર્થના. ૫

માટે પ્રલયના જેવું દુઃખ
બીહામણું જો થાય,
તો પણ વિશ્વાસીઓનું સુખ
કદી નહીં ડુબીજાય. ૬

૭ તૂં આશ્રો શરણ આપે નિત્ય;
હા,---હું પર તૂં દયાલ:
તો મારી કણે તારાં ગીત
ગવાશે સર્વકાલ. ૭

૮ હું તને આપિશ પરમજ્ઞાન;
તૂં મારી આંખે જઇશ;
૯ તો જેમ જનાવરો નાદાન,
તૂં હઠિલો જ ન થઇશ. ૮

૧૦　પાપિઓ થશે બહુ ઊદાસ
　　પણ પ્રભુના જે ભક્ત
ઘણી કૃપા એની આસપાસ
　　થશે સદા હરવક્ત.　૯

૧૧　યહોવાના સહુ ન્યાયી જન
　　હોજાઓ આનંદિત;
ને છુતાં પૂરૂં સિધું મન
　　રોહો સદા હર્ષિત.　૧૦

---

એની બિજી રચના. ( L. M. )

૧ જેના અપરાધ માફ થયા
　દેવ થકી ન ગણાઇ ગયા;
૨ ઢોંગથી જેનું નઇં મન છે,
　સિધો મનુષ્ય તેને ધન છે.　૧

૩　પાપ ન માની હું ચુપ રહ્યો
　તારે દિલે સંતાપ સહ્યો;
૪　તારો હાથ બહુ ભારે થયો;
　એથી જીવરસ શુકીગયો　૨

૫ પછી પાપો મેં સ્વીકાર્યાં;
ને ઉલ્લંગન નહીં નકાર્યાં;
એ કરવાનું મનમાં ઠર્યું;
ને પ્રભુએ પાપ માફ કર્યું. ૩

૬ માટે તારા સંધા ભક્તો
તને પ્રાર્થશે માન્ય વક્તો;
જો બહુ મોટી રેલો ચહડે,
તો ન પોહોંચે મારી કડે. ૪

૭ તૂં છે મારૂં એકલું શરણ;
કરિશ મારૂં દુઃખ નિવારણઃ
મારો આત્મા પણ હર્ખાશે;
ત્રાણની સ્તુતિઓ શંભલાશે. ૫

હું શિખાવીનેજ શિખાવિશ;
ને ચાલવાનો પથ વટાવિશ;
મારી આંખે તને જોઈશ,
૯ તૂં વનઘોડારૂપ ન હોઈશ. ૬

તેને લગામ બાંધવા પડે;
રખે તે લાત મારી ચહડે;
૧૦ પાપની સજા મલશે એમજ;
કેમકે તેમને નથી સમજ. ૭

જેઓ તેને માને ત્રાતા,
તે તેઓનો કૃપાદાતા,
૧૧　એના પસંદ લોક હર્ખાઓ
ને પવિત્ર ગીતોજ ગાઓ.　૮

---

## ગીત ૩૩. (8. 7).

ભક્તો હેર્ષ કરે શાદો;
તેમને ખરા આશીર્વાદો.

૧　ભક્તો ઈશ્વરમાં હર્ખાઓ;
　　એ તો ઘણું શોભાવાન્;
૨　અને તેનાં ગીતો ગાઓ;
૩　　એને માનજો સ્તુતિમાન્.　૧

૪　એની સંધી વાતો ખરી;
　　સદ્ગુણ સહિત એનાં કામ;
૫　માટે રાસ્તી પસંદ કરી,
　　પ્રેમે ભર્યાં સર્વ ઠામ.　૨

૬　એના શબ્દે પેહેલાં કિધી
　　આકાશોની ઊત્પત્તિ;
　એના આત્માએ પણ દિધી
　　એમની સેનાની સ્થિતિ.　૩

૭ જેમ ભંડારે તેમજ ભરે
મહાસાગરનાં ઊંડાણ;
૮ ઈશ્વરથી સહુ મનુષ્ય ડરે;
ભજી માને સહુ કલ્યાણ. ૪

૯ તે તો બોલ્યો, એટલે થયું;
કહ્યું, અને રહ્યું તેમ;
૧૦ પારકાઓનું મન ગભરાયું;
અમથો થયો એમનો વેહેમ. ૫

૧૧ તેના સંકેત સદાજ ઠરે;
નથીજ ફરનાર તેનું મન;
૧૨ તે જેઓને પસંદ કરે
તેવા લોકને મહાધન. ૬

૧૩ આકાશથી પ્રભુએ જોઇ,
કરયું મનુષ્યોનું ધ્યાન;
૧૪ તેના ઠામથી વાકિફ હોઈ,
તેને સહુ વિશેનું જ્ઞાન. ૭

૧૫ સરખા તેમનાં મન રચીને,
કરેછે સહુ લોકનો ન્યાય;
૧૬ મોટા રાજાઓ બચીને
કદી સામર્થ્યવાન્ ન થાય. ૮

૧૭ ઘોડાનો ભરોસો ખોટો;
તેનું સામર્થ્ય મિથ્યા છે;
૧૮ જાણો ઈશ્વર પોતે મોટો;
બીજી આશા વૃથા છે. ૯

૧૯ મોતથી તે આત્મા બચાવે;
અને ભુખ્યમાં પાલેછે;
૨૦ આપણા આત્મા ઘણે ભાવે
મદદ પામી ચાલેછે. ૧૦

૨૧ અને આપણાં મન હર્ખાશે;
માનશે તેનું નામ પવિત્ર;
૨૨ આપણા ઊપર પ્રેમ કરાશે,
જેવા આપણ તેના મિત્ર. ૧૧

---

ગીત ૩૪. (L. M.)

એનો સારાંશ દેવની સ્તુતિ;
તેની આજ્ઞા; તેની નીતિ.

૧ હું પ્રભુનાજ ગુણ વર્ણાવિશ;
અને તેનું નામ જણાવિશ;
૨ મારો આત્મા તે પર રેહેશે;
લીન જન હર્ષે માની લેશે. ૧

૩ મારી સાથે તેને જાણો;
અને તેનું નામ વખાણો;
૪ પ્રભુને હું શોધતો આવ્યો,
તેણે ધાસ્તીથી છોડવ્યો. ૨

૫ તેઓ જોઈ હર્ષિત થયા;
તેમનાં મુખ ન ગભરાઈ ગયાં.
૬ રાંકડા જણે ધાંટો પાડ્યો;
દેવે તેનો ભો મટાડ્યો. ૩

૭ પરમાત્મા આસપાસ આવે;
સુભક્ત મનુષ્યને બચાવે;
૮ ચાખો; જુઓ; તે ઉપકારક;
એના ભાવિકોજ સુબારિક. ૪

૯ ઓ પવિત્રો તેથીજ ડરો;
ભાવિક લોક લાચાર ન ઠરે;
૧૦ સિંહનાં બચ્ચાં ભુખ્યાં હોશે:
દેવના ભક્તો સુખ ન ખોશે. ૫

૧૧ મનુષ્ય આવો હું મનાવિરા;
પ્રભુ તણી બિહીક સમજાવિરા.
૧૨ કેને જીવ બહુ રૂડો લાગે?
સુખને લિધે આયુષ્ય માગે? ૬

૧૩ તો કુવાદથી જીભ રોકાવે;
અને ઢોંગથી હોઠ ફેરાવે;
૧૪ પાપ મુકીને સત્કર્મ કરે;
સલાહ શોધે; તેને ધરે. ૭

૧૫ ઈશ્વર ભક્તને જોયા કરે
એની અર્જને કાનો ધરે.
૧૬ આંખે ભુડા લોકને જોય;
જગમાં એમની યાદ ન હોય. ૮

૧૭ ભક્તો પ્રાર્થે; ઈશ્વર પાળે;
તેને સંકટથી નિકાળે;
૧૮ અનુતપ્ત લોકો પોકારે,
તો પ્રભુ સહુ દુઃખથી તારે. ૯

૧૯ ઘણાં દુઃખ સુભક્તને આવે;
બધાંથકી દેવ છોડાવે.
૨૦ તેના હાડકાને રખાવે;
એકને કોઈ ન ભંગાવે. ૧૦

૨૧ ભુડું પાપીઓને મારશે;
પ્રભુ વૈરીને ધિક્કારશે.
૨૨ તેના સેવકો બચવાશે.
તેના ભાવિક ન શર્માશે. ૧૧

---

એની બિજી રચના. (6).

આંકણી—સ્તુતિ કરજો આમેન

ઈશ્વરની સ્તુતિ કહિશ;
  સ્તુતિ કરજો; આમેન.
એને વખાણી જઈશ
  સ્તુતિ કરજો; આમેન.
નમ્ર લોક થાય હર્ષિત;
દેવમાં બહુ આનંદિત;
આવો; ને ગાઓ ગીત;
  સ્તુતિ કરજો; આમેન.

  દેવનેજ વખાણિયે; સ્તુ.
  ઈશ્વરને જાણીયે; સ્તુ.
તેજ તો દયાલુ છે;
દુઃખમાં માયાલુ છે;
દિલમાં અજવાલું છે; સ્તુ.

  પ્રભુ નહીં ધિક્કારે; સ્તુ.
  ભાવિકો હાંક મારે; સ્તુ.
તો ઈશ્વર છોડાવે;
ને તેનો દૂત આવે;
ને સુરક્ષણ લાવે; સ્તુ.

દેવજ પરોપકારક; સ્તુ.
વિશ્વાસીનો તારક; સ્તુ.
ઓ લોકો ભક્તિવાન્,
પ્રભુને આપો માન,
તમને ન ખપશે દાન; સ્તુ.

સિંહને ખપ લાગેછે; સ્તુ.
તે પાલન માગેછે; સ્તુ.
ઓ સુતો આપો કાન;
હું શિખવિશ ખરૂં જ્ઞાન;
કાં મળે જીવનું દાન? સ્તુ.

કોણ શોધે ખરૂં સુખ? સ્તુ.
ભુંડાથી રોકજે મુખ? સ્તુ.
છળથી હોઠ ચુપ કરો;
ભુંડાથી ઠેઠ ફરો;
પૂરી સલાહ ધરો; સ્તુ.

જે લોકો નીતિવાન્; સ્તુ.
તે પામે કૃપાદાન; સ્તુ.
તે કાન લગાડેછે;
સર્વ પાપ કાહાડેછે;
તેને ઊખાડેછે. સ્તુ.

ઈશ્વર સંભારેછે; સ્તુ.
દુઃખથી ઊગારેછે; સ્તુ.
જેઓને નમ્ર મન,
તેઓને મોટું ધન,
દેવ તારે એવા જન. સ્તુ.

દુઃખો તો આવેછે; સ્તુ.
પણ દેવ બચાવેછે; સ્તુ.
તેને ઊગારેછે;
હાડને સમારેછે;
પાપને નિવારેછે; સ્તુ.

ન્યાયીના દ્વેષીઓ; સ્તુ.
થઈ જશે ક્લેશીઓ; સ્તુ.
જે કરેછે વિશ્વાસ;
તેને ન આવે ત્રાસ;
કદી ન થાય નિરાશ; સ્તુ.

---

ગીત ૩૫. (C. M.)

પ્રભુ વૈરીનો ન્યાય કરશે;
વૈરી જુઠી સાક્ષી પૂરશે.

૧ હે દેવ; લોકો મને નડે;
તું તેઓને નડજે,
વેરીઓ પણ હું પર લડે;
તેઓ પર તું લડજે. ૧

૨ બખતર ઢાલ લઈને આવી,
પ્રેમે મને તારજે;
૩ અને ભાલાથી દબાવી,
દુશમનોને વારજે. ૨

મારા આત્માને તું કેહે
તને હુંજ બચાવિશ;
૪ જેઓ મને મારવા ચાહે,
તેને તું ગભરાવિશ. ૩

દગા કરે—એટલાઓને
તું તો પાછા પાડ;
૫ ભુસું ઊડે તેમ તેઓને
તારો દૂત નહસાડ. ૪

૬ તેઓ પર અંધારૂં પડે;
તારો દૂત દબાવે;
૭ મારા જીવ પર ધાડો ધડે,
માટે આફત આવે. ૫

૮ જેવો નાશ તેઓ ન જાણે,
તેમાં તે ડુબાશે;
ફાંદા નાંખે જે ઠેકાણે
તેમાં તે પકડાશે. ૬

૯ ઈશ્વર મને શાંતિજ દેશે;
તે છે મારો ત્રાતા;
૧૦ હર્ષે મારાં અંગો કેહેશે
તે છે કૃપાદાતા. ૭

તું જોરાવર હાથોમાંથી,
રાંકડાને બચાવિશ;
જાલીમોના જથામાંથી,
એને છુટકો લાવિશ. ૮

૧૧ જુડા સાહેદ ઉભા થઇને
બટા મુકવા લાગશે;
૧૨ મારો સદ્ગુણ નહીં માનીને,
મારૂં મરણ માગશે. ૯

૧૩ પણ તેઓની જુડી વેલા
મેં બહુ પ્રાર્થના કરી
તાટી લુગડાં પેહેરેલાં
મનમાં અર્જી ભરી. ૧૦

૧૪ ભાઈ કે મિત્ર હોય જેવો
શોકાતુર હું થયો;
માને વાસ્તે રડે તેવો
રડતો રડતો ગયો. ૧૧

૧૫ મારી વિપત્ત પર હસીને,
તેઓ ભીડ કરાવે;
ઘા મારનારાઓ મળીને,
મને બહુજ સતાવે. ૧૨

૧૬ ઢોંગીઓ નિર્લજ્જ નિર્બુદ્ધિ
હું પર દાંતો પીસે;
૧૭ ઓ યહોવા તૂં કાં સુધી,
તેના નાચિંત દીસે ? ૧૩

સિંહ થકી તૂં મારો આત્મા
પ્રેમે કાઢી લાવિશ;
૧૮ માટે હું સર્વ જમાતમાં
સ્તુતિઓ સંભળાવિશ. ૧૪

૧૯ અમથા વૈરી ગર્વ ન કરે;
હું પર આંખ ન મારે;
૨૦ તેઓ સલાહવંત ન ઠરે;
ઢોંગી વિચાર ધારે. ૧૫

૨૧ ને શાંત લોકોને શતાવે;
ને તેઓને ભાંડે;
વાહરે તે તો નજર આવે;
એવું કેહેવા માંડે. ૧૬

૨૨ ઈશ્વર તું તેઓને જોઈ,
છાનામાં ન રેહેજે;
મારાથી તૂં દૂર ન હોઈ,
ચહડી ખબર લેજે. ૧૭

૨૩ તૂં પરાત્પર જાગી આવી,
ખરો ન્યાય દેખાડિશ;
૨૪ મારો દાવો પણ બચાવી
તૂં અહંકાર પાડિશ. ૧૮

૨૫ તેઓ હું પર ગર્વ ન રાખશે;
હું પર ન હર્ખાશે;
અને મને ખાઈ ન નાંખશે;
પોતે તો ગભરાશે. ૧૯

૨૬ મારા દુઃખમાં જે ખુશ કરે,
તેમને શર્મ પેહેરાશે;
જે પોતાને મોટા કરે,
નીચા તે પડાશે. ૨૦

૨૭　ઈશ્વરને વખાણવા માંડો,
　　તે વરદાનો દેશે;
૨૮　મારૂં મોહોડું આપો દાઠા
　　તેને સ્તુતિ કેહેશે.　૨૧

---

## ગીત ૩૬. (7.)

એમાં દુર્જનોનાં પાપ;
તથા ઈશ્વરનો પ્રતાપ.

૧　મેં વિચારી દુષ્ટનાં કર્મ,
　　કહ્યું, તેને નથી ધર્મ;
૨　આપખુસામત કરેછે;
　　તો પણ પાપિષ્ટ ઠરેછે.　૧

૩　એના મુખે નિંદક નામ;
　　એણે મુક્યાં રૂડાં કામ;
૪　રાત્રે પાપ વિચારેછે,
　　સત્માર્ગને ધિક્કારેછે;　૨

૫　આકાશમાં પ્રભુનો પ્રેમ;
　　વાદલોમાં એનો રેહેમ;
૬　પર્વત જેવા સદ્ગુણ થાય;
　　જલના જેવા ઊંડા ન્યાય.　૩

૭ પ્રભુ પાલેછે સહુ સૃષ્ટ;
તેની દયા પૂરી શ્રેષ્ઠ.
અને તારા પર વિશ્વાસ
મનુષ્યને ન કરશે ત્રાસ. ૪

૮ એ માટે જે ભક્તિવાન્,
તેને મલશે કૃપાદાન;
નદી જેવું તેનું સુખ;
તેથી પીશે તેનું મુખ; ૫

૯ તેથી જીવ સૃજાયછે;
ને પ્રતાપ ઊપજાયછે;
૧૦ તારી પ્રીતિ કરજે ધીર;
સાત્વિક ઊપર કરજે સ્થીર. ૬

૧૧ ગર્વી પગો થશે નહીં;
ભુંડો જથો હસે નહીં;
૧૨ તેં તેઓને કાહાડ્યા છે;
અને નીચે પાડ્યા છે. ૭

---

એની બિજી રચના. (C. M.)

૧ પાપીનાં કુકર્મ દેખીને,
મને વિચાર આવે;
૨ કે પ્રભુની બિહીક મુકીને,
તે સ્વપુણ્ય દેખડાવે. ૧

૩ તેણે સાલસ ચાલ મુકીને,
ઢોંગની વાતો કિધી;
૪ સારી બુદ્ધિથી ચૂકીને
ભલાઈ મુકી દિધી. ૨

૫ આકાશમાં પ્રભુનો પ્રેમ છે;
વાદળાંમાં સત્ય થાયછે;
૬ અને પર્વત જેવો નિયમ છે;
રેલા જેવો ન્યાય છે. ૩

૭ મનુષ્ય જાનવરોને ફાવે,
તારી મોટી દયા;
માટે મનુષ્યોને ભાવે
તારી પંખની છાયા. ૪

૮ તારા ઘરની ઊજાણીઓ
તેઓથી ખવાશે;
૯ સંધાં જીવન તૂં ઊપજાવે;
સંધાંને પ્રકાશે. ૫

૧૦ જેને તૂં સત્વાત સમજાવે
તેને હેત કરાશે.
જેમનાં હૃદય તને ભાવે
તેને ન્યાય ગણાશે. ૬

૧૧ મારી સામો ગર્વ ન થશે;
દુષ્ટની શક્તિ ખુટશે;
૧૨ પાપિષ્ટ મનુષ્ય લપસી જશે;
પછી છેક ન ઊઠશે. ૭

---

## ગીત ૩૭. (7)

એનો સાર પવિત્ર શીલ;
તથા લીન સંતોષી દિલ.

૧ પાપી ઊપર દાહાજતાં ના;
ભુડા ઊપર ખીજતાં ના;
૨ ખડના જેવો તે કપાય,
શાકના જેવો ચિમડાય. ૧

૩ પ્રભુનો વિશ્વાસી ઠર;
સદા સારી કરણી કર.
તો પૃથ્વીના વતનદાર
છતાં પામશો સુખ અપાર. ૨

૪ પ્રભુ થશે બહુ મેહેરબાન;
સદા તેને આપો માન.
૫ ઘણું માનો તેનું નામ;
અને તે ચલાવશે કામ. ૩

૬ તે કરાવશે સત્યોદય
અને બપોર સર્ખો ન્યાય;
૭ સંતોષ રાખો પ્રભુ પર;
વાટ જુવો બહુ મુદતભર. ૪

મનુષ્ય હોશે ભાગ્યવાન્;
તથા લોકોમાં શ્રીમાન્;
પણ અદેખો નહીં કરવો;
તેનો કિનો નહીં કરવો. ૫

૮ તૂં મટાવી કોપ ને ક્રોધ
કરજે ભુડાને વિરોધ.
એવા જે થવાના છે,
૯ તે કપાઈ જવાના છે. ૬

પ્રભુનો જે ઊમેદવાર,
તે પૃથ્વીનો વતનદાર;
૧૦ હવે થોડો સમય વેહે;
પછી પાપી જતો રેહે. ૭

તેઓને ન થશે ઠામ;
જુવો--કાં તેઓનાં કામ?
૧૧ છતાં દેશના વતનદાર,
લીનજન થશે હરખનાર. ૮

૧૨ ભુંડો ભક્તને નડેછે;
અને દાંતને કડેછે;
૧૩ તે પર હસશે સર્વશક્ત;
કાંજે થશે તેનો વક્ત. ૯

૧૪ દુષ્ટો કાટેછે તલવાર;
અને ભાલા, બાણ, હથ્યાર;
૧૫ શ્રેષ્ઠનું મરણ શોધેછે;
પણ પોતાને વિંધેછે. ૧૦

તુટે તેઓની કમાન;
સાત્વિક લોકો છે ધનવાન્;
૧૬ તે જો હોય દરિદ્રી જન,
તો પણ તેને મહાધન. ૧૧

૧૭ દુષ્ટની બાજુ તુટી જાય,
ન્યાયીનો તૂં મિત્ર થાય:
૧૮ તેને વતન છે હરવક્ત;
સદા ધનવાન્ છે સુભક્ત. ૧૨

૧૯ પડે બહુ દુકાલનું દુઃખ;
તો પણ તે ન સેહેશે ભુખ.
૨૦ દુષ્ટો ચરબી જેવા થાય;
ધૂમ્રે વેલા બલીજાય. ૧૩

૨૧　દુષ્ટ ઊછિનું છે લેનાર;
પાછું નથી તે દેનાર;
ન્યાયી લોકો દયાવાન્;
અને આપેછે બહુ દાન.　૧૪

૨૨　જેને ઈશ્વર દે ઉપકાર,
તે પૃથ્વીનો વતનદાર.
પ્રભુના જે શાપિત થાય.
તેઓ અકસ્માત્ કપાય.　૧૫

૨૩　માર્ગે પુરૂષ ચાલેછે;
ઈશ્વર તેને પાલેછે;
૨૪　પ્રભુને જે ભાવતો હોય,
તે પડે પણ પથ ન ખોય.　૧૬

૨૫　મારાથી જુવાની ગઈ,
હવે મોટી ઊમર થઈ,
નથી મલ્યો ભક્ત લાચાર;
નથી તેનો સુત યાચનાર.　૧૭

૨૬　તે હમેશાં મેહેરબાન;
ને હમેશાં આપે દાન.
માટે તેના સુતને ધન.
૨૭　પાપને તૂં ન દેજે મન.　૧૮

તો તૂં ટકે સર્વકાલ:
૨૮ ઈશ્વર માગે શુચિ ચાલ.
શુચિ લોકનો રખેવાલ;
તે બચાવશે સર્વકાલ. ૧૯

દુષ્ટનાં સંતાન ટલેછે;
૨૯ શ્રેષ્ઠને ભૂદાય મલેછે.
એમાં રેહેશે હમેશ;
૩૦ અને કરશે સત્ ઉપદેશ. ૨૦

૩૧ દિલે કરી લખનું ધ્યાન,
સ્થીર રહીને તે ધનવાન્.
૩૨ દુષ્ટો ઘણા દાહાજેછે;
અને મારવા ગાજેછે. ૨૧

૩૩ પ્રભુ તેને સોંપશે નહીં;
ન્યાયીકરણ લોપશે નહીં;
૩૪ માનો પ્રભુનો આભાર;
તને થશે તે આધાર. ૨૨

દેશે દેશનો અધિકાર;
પણ બંધ કરશે દુરાચાર.
૩૫ એઓ તજના જેવા થાય,
થોડી વારજ ફુલતા જાય. ૨૩

૩૬ તે તો ગુજરીગઓ છે;
તેનો વિનાશ થયો છે.
૩૭ જુઓ સાત્વિક નીતિવંત,
શાંતિ સહિત તેનોજ અંત. ૨૪

૩૮ દુષ્ટો કરશે બહુ ઉદાસ;
તેઓ બદ્ધા પામશે નાશ.
૩૯ પણ જે પ્રભુનો માનનાર,
તેને થશે નિત્ય ઊદ્ધાર. ૨૫

૪૦ સંકટમાં તે કરશે સાહ્ય;
ઈશ્વર કરશે હિતોપાય.
કરશે ભુંડાથી બચાવ;
જેવા તેઓ રાખે ભાવ. ૨૬

---

## ગીત ૩૮. ( C. M. )

પાતકથી થાયછે વિલાપ;
ને રિપુઓથી બહુ સંતાપ.

૧ હે પ્રભુ હું પર રાખી ધીર,
તૂં કરિશ મા ધિક્કાર;
૨ પણ મને લાગ્યા તારા તીર;
ને હાથનો ઘણો ભાર. ૧

૩ ને તને ક્રોપ ચહડાયાથી
હું નથી પામતો સુખ;
પણ મને પાપ લાગ્યાથી
શરીરમાં ઘણું દુઃખ. ૨

૪ હા--અપરાધનો મોટો ભાર
જીવને દબાવેછે;
ને મારાં પાપો બેશુમાર,
તનને નમાવેછે. ૩

૫ અજ્ઞાને ઘાયલ મારૂં તન,
ગંધાઈ સડેછે;
૬ ને પાપને વડે મારૂં મન
હરરોજ બહુ ડરેછે. ૪

૭ અને શરીરમાં બહુ કંટાલ
ને દરદો બહુ થાય;
ને મને એવો દુઃખી હાલ,
કે પડેછે હાય હાય. ૫

૯ ઓ પ્રભુ તારો શુદ્ધ વિશ્વાસ
તને બહુજ ભાવેછે;
ને મારાથી જે બહુ નિશ્વાસ
તે તને આવેછે. ૬

૧૦ ને મારો દેહ ધ્રુજાયછે;
ને સામર્થ્ય ઘટેછે;
ને આંખો ઝાંકી થાયછે;
ને મિત્રો હટેછે. ૭

૧૧ ને સગાઓ પણ જેમ વટાલ,
તેમ મને કાહાડેછે;
૧૨ ને રિપુઓ નાંખેછે જાલ;
ને દોષ લગાડેછે. ૮

૧૩ પણ જેવો પુરૂષ બેહેરો છે,
તેવો ન દિધો કાન;
મુંગાના જેવો ચેહેરો છે,
તેમ ચુપ રહી જબાન. ૯

૧૪ જેમ બેહેરો ન આપે કાન,
ન કરે કાંઈ ધમકાવ;
૧૫ હે દેવ તૂં થશે સાવધાન;
મને તો એવો ભાવ. ૧૦

૧૬ હું બોલ્યો મને નહીં લગાય
તેઓનો ઊપહાસ;
ને મારા પગો જો હલવાય,
તો કરેછે ઊલ્લાસ. ૧૧

૧૭ હું ઠોકર ખાવા માંડુંછું;
ને કરૂંછું વિલાપ;
૧૮ ને ઘણાં પાપ ઊપાડુંછું,
ને લાગ્યો અનુતાપ. ૧૨

૧૯ શત્રુઓ બલવાન્ હોશિયાર,
ને ઘણા ચાલેછે.
૨૦ ભલાઇ બદલે ઘણો ખાર
મસ્ત પણ વાલેછે. ૧૩

૨૧ પણ ઈશ્વરને હું લાગુંછું;
તો મને તૂં ઉગાર;
૨૨ હું તારી દયા માગુંછું:
ઓ પ્રભુ દે ઊદ્ધાર. ૧૪

---

## ગીત ૩૯. (L. M.)

ભક્તના મનમાં આવે મરણ;
તથા અંતકાલનું સ્મરણ.

૧ મેં કહ્યું હું ચાલ સુધારિશ;
જીભે પાપનું નહીં ઊચ્ચારિશ;
જેમ લગામે મુખ સંભાલિશ;
પાપી સાથે છાનો ચાલિશ. ૧

૨ ભલાથી પણ ચુપ રોકાયો;
માટે શોકાતુર કરાયો;
૩ હૃદયમાંય ચિંતાતુર થયો;
વિચાર કરીને બળતો ગયો. ૨

તારે જીભે બોલવા લાગ્યો;
મેં પોતાને જોવા માગ્યો.
૪ પ્રભુ મારો અંત સમજાવજે;
અને જીવન પણ જણાવજે. ૩

૫ મારી ઊમર વેંહેંતની જેવી,
આપી જગતી અમથી એવી;
હરેક મનુષ્ય દિશે સારો;
તો પણ છેકજ છે નઠારો. ૪

૬ મનુષ્યોની પાસે છાયા;
તેની ચિંતા અમથી માયા.
તે તો દોલત મેહેલ્યા કરે,
ન જાણે કોણ વારસ ઠરે! ૫

૭ હવે સાની વાટ હું જોઊં!
ઈશ્વરનો હું ભાવિક હોઊં
૮ સર્વ વૈરથી તૂં બચાવજે
મને આયુષ્ય પણ જણાવજે. ૬

૯ છાના થઇ મેં આશા કિધી,
કારણ કે તેં શિક્ષા દિધી;
૧૦ મારા પરથી તે ફરાવજે;
તારા હાતથી ન દબાવજે. ૭

૧૧ તૂં જો મનુષ્યને ધમકાવે,
અને પાપનો દંડ કરાવે,
તો જેમ પતંગી નાશ થશે,
તેમજ સર્વરૂપ ખઇ જશે. ૮

૧૨ પ્રભુ મારી વાત માનીને,
અને શબ્દને કાન ધરીને,
મારા શોકને તૂં મટાડિશ;
હું પરદેશી જીવન કાહાડિશ. ૯

જેમ મુસાફર મનુષ્ય તેમજ.
મારા બાપો હતા એમજ;
૧૩ ક્ષમાથી હું સાજો થાઉં;
નહીં તો વેહેલો મરીજાઉં. ૧૦

---

## ગીત ૪૦. (L. M.)

પ્રભુએ ટાળી આપણાં પાપ,
બાપસહિત કર્યો છે મિલાપ.

૧ મેં કરવું છે પ્રભુનું ધ્યાન;
ને તેણે મને દિધો કાન;
ને માની લિધી મારી વાત;
ને કરી ખાડાથી નિજાત. ૧

૨ કિચલથી મને કાહાડ્યો છે;
ને ખડક પર બેસાડ્યો છે.
ને પ્રવર્ત્તાવી મારી રીત;
૩ ને મોહોમાં આપ્યું નવું ગીત. ૨

એટલે પ્રભુનું ખરૂં માન:
ઘણા જોઈને કરશે ધ્યાન;
તે એને દેશે આખું મન;
૪ એવા વિશ્વાસીઓને ધન. ૩

તે ગર્વિતને ન દે સત્કાર;
ને મિથ્યા મતોના માનનાર.
૫ ઓ પ્રભુ તારા પરોપકાર,
એઓનો કરે કોણ સુમાર ! ૪

હમારી ભણી તારો પ્રેમ,
કોણ કરે એનો મહા નેમ?
અને જો એનાં કામ હું કહું,
તો ગણ્યાં કર્તાં તેઓ બહુ. ૫

૬ તેં માગ્યાં નહતાં બલિદાન;
પણ તેં ઊઘાડ્યા મારા કાન.
તેં ચાહ્યો નથી યજ્ઞ ધર્મ;
૭ મેં કહ્યું આવી કરિશ કર્મ. ૬

લિખિત છે મારા વિષયે જ્ઞાન;
૮ ને મારા મનમાં તારૂં માન.
ને દિલમાં મને તારો ન્યાય;
મેં પ્રગટ કર્યો સત્યોપાય. ૭

૯ મહાસભામાં કર્યું જ્ઞાન;
ઓ પ્રભુ તને એ વર્ત્તમાન:
૧૦ મેં ન છુપાવી તારો ન્યાય
કહ્યા સદ્ગુણ ને લાણોપાય. ૮

ને પ્રીતિ તથા પરોપકાર
એઓનો સભામાં વિસ્તાર.
માટે હુંથકી પ્રેમ ન વાર;
૧૧ પણ પ્રીતિ વાસ્તે મને તાર. ૯

૧૨ કાંજે બહુ દુઃખો જડ્યાં છે;
ને ઘણાં પાપો પડ્યાં છે.
કેશ કર્તાં વત્તાં ઠરે છે;
એ માટે આત્મા ડરે છે. ૧૦

૧૩ દેવ દયા રાખી મને તાર;
ને તાકિદ કરીને ઊગાર;
૧૪ તેઓને ધાસ્તિ લાગેછે;
જે મારૂં મરણ માગેછે. ૧૧

૧૫ ને મારા જે અદેખા થાય,
તે ભયથી પાછા ફરીજાય.
જે મને કરશે તિરસ્કાર,
તેઓને આવશે પ્રતિકાર. ૧૨

૧૬ પણ જેઓ મને ભાવેછે;
તેઓને કૃપા ફાવેછે;
જે જનો માગેછે ઊદ્ધાર.
માનેછે પ્રભુનો આભાર. ૧૩

૧૭ પણ હું ગરીબ તથા કંગાલ;
ને ઈશ્વર કરેછે સંભાલ.
ને તૂંથી મલેછે ઊદ્ધાર;
ઓ દેવ તને ન લાગો વાર. ૧૪

---

એની બિજી રચના. ( L. M. )

૧ હું હતો દેવનો ઊમેદવાર;
ને તેણે મને દિધો કાન;
૨ ને કરી ખાડાથી ઊદ્ધાર,
ચિકલમાંથી નિકાલ્યો જાન. ૧

ખડક પર મુજને સ્થાપ્યો છે;
હા, સ્થીર કરાવ્યો છે ખચિત;
૩ ને નવો ધોંટો આપ્યો છે;
હું સદા ગાઇશ તેનાં ગીત. ૨

ઘણા જન જોઈ દેશે માન;
ને ઈશ્વર પર લગાડશે મન;
૪ પરાત્પરનું જે રાખે ધ્યાન,
ને કુમાર્ગ મુકે તેને ધન. ૩

૫ પરાત્પરના જે અચરત કામ,
ને આપણી ગમના સુવિચાર,
કોણ ગણી શકે એના નામ?
કે વર્ણન કરે વિગતવાર? ૪

૬ બલિદાન અર્પણો નિષ્પુણ્ય;
પણ તેં ઊઘાડ્યા મારા કાન;
હોમો યજ્ઞોમાં નથી પુણ્ય;
માટે મેં કર્યું વર્તમાન. ૫

૭ જેમ શાસ્ત્રમાં લખેલું છે;
૮ હું તારી ઇચ્છા માનું છું;
ને દિલમાં ધ્યાન રાખેલું છે,
હું તારો ન્યાય વખાણું છું. ૬

૯ જ્યાં શુચિ લોકની છે જમાત,
મેં પ્રગટ કર્યું સત્ વર્ત્તમાન;
તને જણાયછે એજ વાત;
૧૦ મેં છાની કરી નહીં જ્યાન. ૭

માટે સત્ગુણ તથા ઉદ્ધાર
મેં પ્રસિદ્ધ પણ કરાવ્યા છે;
હા-તારો પ્રેમ તથા ઉપકાર,
મહા સભામાં મનાવ્યો છે. ૮

૧૧ હું તારા પ્રેમથી ન ચૂકું
માટે તૂં કૃપા કરજે નિત
જે દુઃખ હું જાણી ન શકું
તે આસપાસ લાગ્યાં અગણિત ૯

૧૨ ને મને લાગ્યાં ઘણાં પાપ;
જે કેરાજ કર્તાં ઘણાં થાય;
એ માટે મલેછે સંતાપ;
ને દિલથી સહુ દિલાસો જાય. ૧૦

૧૩ ઓ ઈશ્વર મને તૂં ઉગાર;
ને મને વેલું કરજે ત્રાણ;
૧૪ પણ લાગે શત્રુને ધિક્કાર;
જે શોધે મારૂં અકલ્યાણ. ૧૧

જે મારે દુઃખે ખુશી થાય,
તે પાછો થશે ફેરવાનાર;
૧૫ જેઓથી અપમાન કરાય,
તે નિશ્ચે થશે શર્માનાર. ૧૨

૧૬ જે લોકો મને ભાવેછે,
તેઓ હર્ષે બુમ પાડે બહુ
જે મારે શરણે આવેછે,
તેઓ તને વખાણશે સહુ. ૧૩

૧૭ હું રાંકડો તથા લાચાર;
પરાત્પર મને તૂં સંભાલ;
તૂં મને વેલો કર આધાર;
તૂં હું પર થશે બહુ કૃપાલ. ૧૪

---

## ગીત ૪૧. (L. M.)

જે માયાલુ તેને ધન છે;
વેરીઓને ભુડાં મન છે.

૧ કંગાલોનો જે સુખકારક.
તેજ યહોવાનો મુબારક;
૨ પ્રભુ દુઃખથી તેને તારશે;
તેને પૃથ્વી પર સમારશે. ૧

તે પર શત્રુનું ન ચાલશે;
૪　અમલ છતાં પણ દેવ ઝાલશે;
તે પર જારે દરદ આવશે,
તારે પ્રભુ ક્ષેમ સધાવશે.　૨

પ્રભુ શાંભલ; રેહેમ રાખજે;
મારા દરદ કાઠીલાખજે;
તૂં પર હું બહુ પાપી થયો;
૫　શત્રુ ભુડી વાત કહીગયો.　૩

તે તો વેલા મરતો મરશે;
તેનું નામ વિનાશી ઠરશે;
૬　જો તે મને જોવા આવે,
તો તે અમથી ગપ ફેલાવે.　૪

તે ભુડાનો વિચાર લેછે;
અને બાહર જઇને કેહેછે;
૭　મારા શત્રુ છાની રીતે
ઘડેછે બહુ ઘાટો નિત્યે.　૫

૮　કેહેછે તે રોગ લગાનાર;
પડી પાછો નહીં ઊઠાનાર;
૯　મિત્ર જેનો હું ઊપકારી
મને તેણે પણ લાત મારી.　૬

૧૦ ઈશ્વર તેને તું ઊઠાવિશ:
તેને પ્રતિકાર તું લાવિશ
૧૧ તેઓ હું પર ન હર્ખાશે;
તારી કૃપા એમ જણાશે; ૭

૧૨ તું યથાર્થમાં મને ઝાલિશ;
પોતા પાસે નિત્ય સંભાલિશ.
૧૩ પ્રભુ દેવને સ્તોત્રો ગાઓ;
સદા: આમેન ; એમજ થાઓ. ૮

---

## ગીત ૪૨. (7. 6.)

પ્રભુના લોકની આશા;
ને મુખ લોપે નિરાશા.

૧ જેમ પાણી વાસ્તે હરણ,
બહુ તૃષા લાગેછે,
તેમ મારૂં અંતઃકરણ
ઈશ્વરને માગેછે. ૧

૨ હે ખરા દેવ યહોવા,
હૃદયમાં આશા થાય,
કે તારા મુખને જોવા;
ને તારી સેવા થાય. ૨

૩　હું રડીને રાત દાહાડે,
　　થયો છું બહુ નિર્જીવ;
　કે તેઓ પુછવા માંડે,
　　કાં હશે તારો દેવ? ૩

૪　ને એવી વાત સંભરાવી.
　　હું દિલે રાંકડો થઈશ;
　ને સભા મધે આવી
　　હું સ્તોત્રો કરીજઈશ. ૪

　　ને તારા પર્વો પાલિશ;
૫　હું શાને શોકાતુર?
　　હું તેને હૃદય વાલિશ;
　જે તારક છે જરૂર. ૫

૬　હે દેવ ઊદાસ થઈને
　　હું રાખિશ તારી યાદ;
　અને પરદેશ જઈને
　　વિચારિશ રેલનો નાદ. ૬

૭　ને ધોતા રાદને કાહાડે;
　　ને મોજા ચઢી જાય;
　દેવ દયા કરે દાહાડે;
૮　ને રાતે કૃપા થાય. ૭

૯ હું ખરા દેવને માની,
કહિશ હે મારા પાહાડ,
કાં ચુકી છે મેહેરબાની
એ મારી મોટી આડ? ૮

૧૦ હું જુલમ કેમ સહીને,
પામુંછું બહુ સંતાપ;
વૈરીઓ દુઃખ દઈને
નાંખેછે ઘણા શ્રાપ. ૯

ને તેઓ મને કેહેછે,
કાં હશે તારો દેવ?
૧૧ કેમ અધમુઓ રેહેછે,
ધ્રુજેછે મારો જીવ! ૧૦

પ્રભુ હું તારોજ ઉપકાર
હમેશાં માની જઈશ;
તૂં મારા મુખનો ઊદ્ધાર;
ને મારો પ્રભુ થઈશ. ૧૧

---

## ગીત ૪૩. [7. 6.]

ભક્તોને ઇચ્છા આવે,
કે પ્રભુ ગ્નાન ફેલાવે.

૧ હે પ્રભુ ઇનસાફ કરી,
　માહરૂં રક્ષણ કરાવ;
ઢોંગીને વિરૂદ્ધ કરી,
　તૂં મને તારણ લાવ. ૧

૨ તૂં સમર્થ ઈશ્વર સાને,
　કેમ આઘો થાયછે?
મારો જીવ અપમાને
　કેમ રડી જાયછે? ૨

૩ જ્ઞાને તથા વિશ્વાસે
　તૂં ખરો માર્ગ બતાવ;
પવિત્ર પાહાડની પાસે,
　મને પોંચાડી લાવ. ૩

૪ ને તારે ઘેર જઇને
　હે પ્રભુ પરમ ઇચ્છિત;
તારી સેવા કરીને
　હું ગાઇશ તારાં ગીત. ૪

૫ તો મને કેમ ઊદાસી?
　હું તને ભજીજઇશ;
હું તારો છું વિશ્વાસી;
　તૂં મારો પ્રભુ થઇશ. ૫

---

## ગીત ૪૪. [ 7. 5. ]

ભક્તોને આ શિખાવેછે.
કેમ રિપુઓ સતાવેછે.

૧ દેવ બાપોયે હમને
વૃત્તાંત કહ્યા છે;
અને એમના ઇતિહાસ
શીખવી રહ્યા છે. ૧

૨ વિદેશીને કાઢીને
તેંજ તો આપ્યો જય
અને શાસન મારીને
કિધો સંપૂર્ણ ક્ષય. ૨

૩ હમે હાથે તલવારે
નોહતો લિધો દેશ;
તારા હાથે કૃપાયે
પહોંચાડ્યો પ્રવેશ. ૩

૪ હે હમારા પ્રભુજ દેવ,
યાકુબને ઊદ્ધાર;
૫ જે હમારી સામા છે
તેઓથીજ ઊગાર. ૪

૬ ધનુરાનો ભરોશો નહીં;
　　અમથી છે તલવાર;
૭ તેં પોતે બચાવ્યા છે
　　દાબ્યા સતાવનાર. ૫

૮ તારે નામે હર્ખિયે;
　　કરિયે તારો ધર્મ;
૯ પણ તેં હમને મુકીને
　　હમપર નાંખ્યો શર્મ. ૬

૧૦ તૂં સેનાની મદદથી
　　વેગલાજ છુટેછે;
ને હમારા વેરીઓ
　　આપણુંજ લુટેછે. ૭

૧૧ વૈરીઓથી નાહાસિએ;
　　તેઓ છિનવી જાય;
અને જેવાં ગેટાંને
　　તેઓ હમને ખાય. ૮

૧૨ હમને તૂં ઉખાડીને,
　　લોકમાં વેંચેછે;
ભાવ વિના; ને અપમાન
　　હમને પોહોંચેછે. ૯

૧૩ માટે સહુ પેડોસીઓ
  કાહાડે તિરસ્કાર;
૧૪ ગપ કહીને દેશીઓ
  પાડે બહુ ધિક્કાર. ૧૦

૧૫ અને સદા બહુ ગભરાટ
  ધાકથી આવેછે;
અને મારા માથાને
  શર્મ ઢંકાવેછે. ૧૧

૧૬ ઘણાં ઘણાં ખોટાં નામ
  હમ પર પાડેછે.
અને બહુજ દુર્ભાષણો
  તેઓજ ભાંડેછે. ૧૨

૧૭ હમે તને ભૂલ્યા નહીં;
  તોડ્યો નહીં કરાર;
૧૮ પથને મુકી દિધો નહીં;
  કર્યો નહીં નકાર. ૧૩

૧૯ અજગરના મુકામોમાં
  તૂં તો લાવ્યો છે:
મરણતણો અંધકાર
  તેંજ નંખાવ્યો છે. ૧૪

૨૦ જો પરદેવને ભજીએ,
તો દેવ ખબરદાર;
૨૧ દિલના વિચારોનો તે
સંપૂર્ણ જાણનાર. ૧૫

૨૨ તેઓ હત્યા કરીને
મારે તારા લોક;
જેવાં ગેટડાં કપાય
માટે આવે શોક. ૧૬

૨૩ શું તું મુખ છુપાવીને,
ભૂલશેજ સર્વદા?
૨૪ ઊઠ યહોવા; સામાટે
ઊંઘી રેહે સદા? ૧૭

૨૫ શત્રુઓ હમારા જીવ
ધૂલમાં પાડેછે;
ભૂંઇને હમારા મુખ,
વલગવા માંડેછે. ૧૮

૨૬ તૂંજ જાગીને હમને
કરશે પરોપકાર;
હમને દયા રાખીને,
કરીજઈશ ઊદ્ધાર. ૧૯

## ગીત ૪૫. ( C. M. )

ખ્રીસ્ત ઈશુ વિશે વાણી છે;
સભાની ઉપમા રાણી છે.

૧ દિલમાંથી ઊકલે સુવાર્તા;
મને રાજાનું જ્ઞાન;
જેમ મેતા નકલ ઊતારતા,
તેવી મારી જબાન. ૧

૨ તૂં આદમ વંશથી રૂપવાન્
ને તારૂં મોહો કૃપાલ;
ને ઈશ્વર તને મોટું માન
પમાડ્યું સદાકાલ. ૨

૩ તૂં બલે બાંધીને તલવાર,
જણાવીને સ્વમહત્વ
૪ ચલાવિશ રાજ્યનો અધિકાર
નમ્રતા તથા સત્વ. ૩

તૂં હાથે કરશે ચમત્કાર
કે લોકો વશ્ય કરાય;
૫ અને જે તારો ન માનનાર
તેનું હૃદય વિંધાય. ૪

૬ હે પ્રભુ તારૂં ન્યાયસ્થાન
ટકેછે સર્વકાલ;
અને સ્વરાજદંડ નીતિવાન
ને તને સિધી ચાલ. ૫

૭ ઈશ્વરેજ અતર રેડીને
તનેજ ઠરાવ્યો છે;
ને સહુથી ઊંચો પાડીને
મોટો કરાવ્યો છે. ૬

૮ બોલ અગર તજના તેલથકી
વસ્ત્રમાં સુગંધ વાસ,
હાથીદાંતના મેહેલથકી
થાયછે બહુ ઊલ્લાસ. ૭

૯ ને તાં કુલીન રાજકુંવારી
મંડલીમાં ઘણી છે;
સોનેરી વસ્ત્ર પેહેરી
તાં પોતે રાણી છે. ૮

૧૦ તૂં દિકરી મને દેજે કાન;
ને ચિત્ત લગાડી ધર;
પોતાના કુલને તૂં ન માન;
તથા માબાપનું ઘર. ૯

૧૧ તો રાજાને તૂં પ્રીય થઈશ;
તેજ અધિકારી છે;
૧૨ તૂં તેનું ભજન કરી જઈશ.
૧૩ સોરની કુંવારી છે. ૧૦

ઘણાં દાન લાવીને શ્રીમંત
કૃપાને લોભિછે;
કન્યાને ભૂષણ છે રૂપવંત.
કિનખાબે શોભિછે. ૧૧

૧૪ તે મહારાજાની નજરમાં
આવીને વસી રેહે;
તે સાથે તારી હાજરમાં
કન્યાઓ બેસીરેહે. ૧૨

૧૫ તેઓ કરીને બહુ આનંદ
મેહેલમાં થાય રેહેનાર;
૧૬ બાપોથી દિકરાઓ પસંદ
ભૂમિના થાય સરદાર. ૧૩

૧૭ મારાથી સદા તારૂં ધ્યાન
હમેશાં રખાવાય;
ને તેને તને દેશે માન;
એમજ સનાતન થાય. ૧૪

---

એની બિજી રચના. (L. M.)

૧ મનમાં છે સારી શોચના
 ને વિશ્વરાજા વિશે જ્ઞાન;
મેં માંડી વાતની રચના;--
 મેતાની કલમરૂપ જબાન. ૧

૨ તું મનુષ્ય કર્તાં રૂપવાન્
 ને તારા મોહોમાં બહુ પ્રસાદ;
દેવ તને કરેછે શ્રીમાન્;
 ને તને દેશે આશીર્વાદ. ૨

૩ પોતાની જાંગે સજ તલવાર;
 દેખાડી મહિમા તથા મહત્વ;
૪ ને આગલ વધ જેવો સવાર,
 રાખીને લીનતા તથા સત્વ. ૩

૫ ને બાણો તીક્ષ્ણ જણાયછે;
 ને વૈરીઓને જયવંત;
ને લોકો વશ થઈ જાયછે.
૬ દેવનું રાજ્યાસન છે અનંત. ૪

તને યથાર્થી છે રાજદંડ;
 ને તનેજ સદ્ગુણ ભાવ્યો છે;
૭ કંટાલ્યોજ અવગુણ અખંડ;
 દેવે તનેજ ઠરાવ્યો છે. ૫

૮ ને વસ્ત્રો ઊપર રેડ્યું તેલ;
મુર અગર તથા બોલનો વાસ;
અને જાં હાથીદાંતના મેહેલ,
તાં ઘણો આપ્યો છે ઊલ્લાસ. ૬

૯ ને મોટી સ્ત્રીઓ સામણે,
રાજકન્યાઓ ઉભેલી છે;
ને રાણીજ તારી જમણે,
સોનેરી પેહેરેલી છે. ૭

૧૦ ઓ દિકરી માનીને વિચાર;
ને મારા મતની ચિંતા કર;
ભુલજે પોતાનો પરિવાર;
તથા પોતાના બાપનું ઘર. ૮

૧૧ તો તારી શોભા જોઈને
મહારાજા થશે બહુ રંજિત;
ને તારો ધણી હોઈને,
તે થાશે તારો બહુ ભગત. ૯

૧૨ વિદેશી દિકરી થાશે તહીં:
શ્રીમંતો તને ભજશે સહુ;
૧૩ અને રાજકન્યા ટકી રહી
બુટીને વસ્ત્ર શોભશે બહુ. ૧૦

૧૪　એ સુંદર લુગડાં પેહેરી,
　　મેહેલમાં રેહેવાની છે;
　ને સાથે પુષ્કળ કુંવારી
　　તને હીઆં લાવવાની છે.　૧૧

૧૫　ને પામી ઘણું સમાધાન,
　　તેઓને મળશે સુપ્રવેશ;
૧૬　બાપોને બદલે સંતાન;
　　તેઓને દબશે સર્વદેશ.　૧૨

૧૭　ને સર્વ લોકમાં તને માન,
　　બહુ નામદાર તથા કીર્તિવંત;
　એ માટે લોકો ભક્તિવાન્
　　તને વર્ણવશે સદાનંત.　૧૩

---

## ગીત ૪૬. (8. 7).

દેવ હમારૂં સમર્થ શરણ;
માટે લાગે નહીં ભયધરણ.

૧　દેવ હમારૂં સમર્થ શરણ-
　　સંકટ મધ્યે ખરી સાહ્ય:
૨　હમને લાગે નહીં ભયધરણ;
　　હા-જો ધ્રૂજે ધરતી પાય.
　　　અને પાહાડો
　　મહા સાગરમાં ડુબાય.　૧

૩ જો તુફાનથી પાણી ગાજે;
અને ચહડે ઘણાં લેહેર;
૪ મહાનદ છે; એને કાજે
ખુશી થશે દેવનું શેહેર.
એનો માંડવો;
તાં પરાત્પર કરશે મેહેર. ૨

૫ પ્રભુ રેહેછે એની કડે;
વેલા કરશે એની સાહ્ય;
૬ લોકો રાજ્યો ક્રોધે ચહડે;
પ્રભુ બોલે; જગ પિગલાય
૭ કેમકે પ્રભુ
આપણો ખરો શરણ થાય. ૩

૮ આવો; જુવો એનાં કામો;
જગમાં એના ચમત્કાર;
૯ યુદ્ધો પછી છે વિશામો;
તુટે ભાલા બાણ તલવાર;
અને આંગમાં
બાલે યુદ્ધના હથિઆર. ૪

૧૦ છાના છતાં દેવને જાણો;
હું પ્રતાપી કહ્યો જઈશ;
મનેજ પૃથ્વીમાં વખાણો;
૧૧ પ્રભુ તુંજ હમારો થઈશ;
ઓ સર્વેશ્વર,
હમને તું આશ્રો દઈશ. ૫

---

એની બિજી રચના. [ S. M. ]

૧ યહોવા રખેવાલ;
ને મારો મદદગાર;
૨ આવે દુકાલ કે ખોટો હાલ,
તો મારો તે આધાર. ૧

જો ધરતી કાંપી જાય;
ને પાહાડો બહુ ધ્રુજે;
ને પડી જાય સમુદ્રમાંય
તો કુશલતા શૂજે. ૨

૩ હા, તેના મોજાથી
જો મોટો ઘાંટો થાય,
ને ધ્રુજ્યાથી, ને સૂજ્યાથી,
પર્વતો હાલી જાય. ૩

૪ પણ જીવતી નદીમાંય
નાહેછે તેના ભક્ત:
ને સમુદાય બહુ તાજો થાય,
અને હર્ખાય હરવક્ત. ૪

૫ ને નદને કાંઠે શેહેર;
ને ખઈ શુદ્ધ સ્થાન;
ન લાગે વેર; પ્રભુનો મેહેર
પમાડે કૃપાદાન. ૫

૬ લોકોની ફરીઆદ
ને રાજ્યનું હુલડ થાય;
તે કાઠે નાદ; ને કરે શાદ:
તો પૃથ્વી ગલી જાય. ૬

૭ સત્યેશ્વર આપણો છે
તે ખરો શરણ થાઓ;
૮ પૃથ્વીમાં જે નામ કરે, તે;-
તો તમે દેખીજાઓ. ૭

હરજગ્યે તું બલવાન્;
૯ યુદ્ધો બંધ રાખેછે;
હા, તીર કમાન, રથો સમાન
અગ્નિમાં નાંખેછે. ૮

૧૦ તૂં દખી પામો જ્ઞાન
　　કે એકલો પ્રભુ દેવ ;
　ને માઈ માન; હું સ્તુતિવાન્
　　માગુંछું તારૂંસેવ. ૯

૧૧ સત્યેશ્વર આપણો છે;
　　તે ખરો શરણ થાઓ:
　ને મંડળીને તે મળીને,
　　સલામત કરીજાઓ. ૧૦

---

ગીત ૪૭. (L. M.)

ખ્રીસ્ત ઊઠી આકાશમાં જશે;
ને પૃથ્વીનો માલિક થશે.

૧ બધા લોકો તાળી પાડો;
　પ્રભુને જયજયકાર કાહાડો:
૨ તેને દેવ ભયંકર જાણો;
　વિશ્વભૂપને સ્તોત્રો આણો. ૧

૩ મનુષ્યોને તે નમાવશે;
　અને ઓશીગણ કરાવશે;
૪ યાકોબના સુતોનો માલક:
　અને થયો આપણો પાલક. ૨

૫ પ્રભુ માટે શબ્દે ચહડશે;
ને રણશિંગડે ધાંટો પડશે.
૬ તેને માનો; ગાઓ ગાનો;
આપણા વિશ્વભૂપને માનો. ૩

૭ ઈશ્વર રાજા છે સઘલાનો;
તમે સમજી તેને માનો.
બહુ લોક છે તેની પ્રજા;
શુદ્ધ રાજ્યાસને તે રાજા. ૪

૮ લોકોના શ્રેષ્ઠ જનો ફરશે;
ને પ્રભુનીજ સેવા કરશે
તેની છે પૃથ્વીની ઢાલો;
તે અપાર છે મહિમાવાલો. ૫

---

## ગીત ૪૮. (L. M.)

એનો સારાંશ પ્રભુનું માન;
જે સભામધ્યે મહિમાવાન્.

૧ યહોવા મોટો મહિમાવાન્
એના શેહેરમાં જણાયછે;
૨ અને શેહેર સુખી શોભાવાન્,
શુદ્ધ પર્વત પર દેખાયછે. ૧

૩ પ્રભુથી તેના મેહેલોમાંય
પ્રસિદ્ધ આશ્રાઓ થયા છે;
૪ ને રાજાઓનો સમુદાય
એઓ સહુ હારીગયા છે. ૨

૫ જોઈને થયા છે નામરદ;
ગભરાઈ નાહારી ગયા છે;
૬ જેમ આવે બાયડીનું દરદ,
તેમ તેઓ વ્યાકુલ થયા છે. ૩

૭ તારશિશના, મોટાં વાહનો
પૂર્વ પવનથી ડુબડાયછે.
૮ ને જેવાંજ તારાં વચનો,
તેવાં એ શેહેરમાં થાયછે. ૪

૯ સનાતન તેનો તૂં આધાર;
તો મંદિરમાં કરીને ધ્યાન.
૧૦ માનિયે તારો પરોપકાર;
તૂંજ આખા જગમાં સ્તુતિવાન્. ૫

તૂં તારે હાથે કરે ન્યાય;
૧૧ ને તને સીઓન છે પસંદ;
ને એની દિકરીઓ હર્ખાય;
ને સદા પામે બહુ આનંદ. ૬

૧૨ કરો સીઓનપ્રદક્ષિણા;
ને ગણો તેના સહુ બુર્જો:
૧૩ ને તેના સર્વ મેહેલતણા
ને કિલ્લાનો વિચાર કરજો. ૭

તો એથી સમજશે સંતાન,
૧૪ કે પ્રભુ પોતે સહુ દાતાર;
તે સર્વકાલ છે પ્રીતિવાન્
ને મરણ સુધી બચાવનાર. ૮

---

## ગીત ૪૯. (L. M.)

જેઓ જગની લાલચ કરે,
તેઓ નાશ પામીને મરે.

૧ બધાં મનુષ્ય ઊપદેશ માનો:
૨ મોટા નાના આપો કાનો;
શ્રીમાન્ રાંકડાની જમાતો
માનો ખરા જ્ઞાનની વાતો. ૧

૩ મારૂં મુખ બુદ્ધિ ઊચ્ચારશે;
અને મન દૃષ્ટાંતો ધારશે.
૪ વાજા પર હું વાતો કરૂં
ભુંડી વેલા કેમ ભય ધરૂં? ૨

૫ ભૂલવનારા આસપાસ ફરે;
કિલ્લાજ પર ભરોસો કરે;
૬ ઘણું દ્રવ્ય તેઓને ભાવે;
ભાઈને કોઈ ન બચાવે. ૩

૭ કોઈ પ્રાયશ્ચિત્ત ન કરે;
આત્મા અપાર મૂળવાનૂ ઠરે
૮ તેનો ઉદ્ધાર ખુટી જનાર
૯ એ કેમ અવિનાશી થનાર. ૪

૧૦ સૌધા બુદ્ધિવંતો મરશે;
પાનાં સર્ખા મૂર્ખો ખરશે;
૧૧ જાણેછે કે કિલ્લા રેહેશે;
તો પણ વારસ બધું લેશે. ૫

ભૂમિને તો નામો કેહેશે;
૧૨ મનુષ્ય આબરૂમાં ન રેહેશે.
મૃત્યુ પશુઓની સર્ખાઈ
૧૩ એને પથે ઘણી મૂર્ખાઈ. ૬

એમને જે પુત્રો આવે
તેમને પિતૃનાં મતો ભાવે;
૧૪ ગેટાં જેવાંજ મરી જશે;
અને મોતનો ખોરાક થશે. ૭

સીધાં મનુષ્યો સવારમાં,
રેહેશે મોટા અધિકારમાં;
તેમની સુરત સડી રેહેશે;
માટે સગા કાઢી દેશે. ૮

૧૫ પ્રભુ મારો જીવ ઊદ્ધારશે;
નરકથી આત્માને તારશે.
૧૬ શ્રીમંત લોકોથી ન ડરો;
તે પર અદેખાઈ ન કરો. ૯

૧૭ મરણમાં કંઈ ન લેવાશે;
માન પરલોકે ન ઊતરાશે;
૧૮ તૂં પોતાનું ધન વધારે,
તો લોક તને બહુ ગણકારે. ૧૦

૧૯ તેઓ બાપો પાસે જશે;
કદી નહીં અજવાળું થશે;
૨૦ જન પોતાનું માન ન જોય,
તે મર્ત્ય પશુ જેવો હોય. ૧૧

---

## ગીત ૫૦. (7.)

ઈશ્વર આપશે પ્રતિકાર
ને ધિક્કારશે દુરાચાર.

૧ શાંભળો પ્રભુ દેવની વાત,
પૂર્વ પશ્ચિમ માનવી જાત;
૨ એનો સીઓનથી પ્રકાશ
ચમકશે, જેવો આકાશ. ૧

૩ તે આવીને ચૂપ ન થાય;
તેની આગલ અગ્નિ જાય;
તેના ભડકાં કરશે નાશ;
૪ તે બોલાવે જગ આકાશ. ૨

૫ આવો મારા સહુ પવિત્ર,
મારા આજ્ઞાકારી મિત્ર.
૬ પ્રગટ પડશે ન્યાય અપાર;
પ્રભુ પોતે ન્યાય કરનાર. ૩

૭ મારા લોકો માનો શાદ;
ઇસ્રાયલ હું કરૂં વાદ.
હું તો તારો ખરો દેવ;
૮ હું શું માનું યજ્ઞસેવ. ૪

એવાં અર્પણ આવે નહીં;
મને નિત્યે ભાવે નહીં.
૯ વાડીઓથી ઢોર ન લઇશ;
બકરાથી પ્રસંન ન થઇશ. ૫

૧૦ સર્વ મારા છે જાનદાર;
ડુંગર હજાર પર ચરનાર.
૧૧ પાહાડના પક્ષી ગણુંછું;
ક્ષેત્રના પશુ જાણુંછું. ૬

૧૨ તેનો ભુખ્યો, હું ન કહું:
હું પૃથ્વીનો માલક રહું.
૧૩ હું શું ગૌનું માંસ ખાઉં!
હું બકરાનું રક્ત પીઉં? ૭

૧૪ આપજે દિલનાં બલિદાન;
વચન માની આપો માન;
૧૫ દુઃખમાં અર્જી કરી આવ;
તારે હું કરિશ બચાવ. ૮

૧૬ દુષ્ટને ઈશ્વર કેહેછે,
મારૂં માન કાં રેહેછે?
તારી જે અશુદ્ધ કલામ
તે સું માને મારૂં નામ? ૯

૧૭ ઊપદેશ તને ગમે નહીં;
મારી વાત તૂં ખમે નહીં;
૧૮ ચોરનો ભાગીયો થયો છે;
છિનાલ સાથે ગયો છે. ૧૦

૧૯ દિલમાં અન્યાય પેઠો છે;
જીભે ઢોંગજ બેઠો છે;
૨૦ ભાઇ પર તું તો દાહાજેછે;
માના પુત્ર પર ગાજેછે. ૧૧

૨૧ ઈશ્વર મારા જેવો છે
તારો વિચાર એવો છે;
એ માટે હું ઠપકો દઈશ;
અને ચાલ તપાસી જઈશ. ૧૨

૨૨ તમે પ્રભુના ભૂલનાર,
એના થજો ખબરદાર;
રખે તારાં અંગ પડાય;
તને મુક્તિ છેક ન થાય. ૧૩

૨૩ સ્તુતના અર્પણ કરવા માંડ;
મને ખઈ માન દેખાડ;
જે સમારે નીજ આચાર
તેનો હું કરિશ ઉદ્ધાર. ૧૪

---

## ગીત ૫૧. (L. M.)

ખરો ભક્ત માનેછે સ્વપાપ;
ને કરેછે બહુ પશ્ચાત્તાપ.

૧ હે દેવ તૂં ઘણો મેહેરબાન;
તો દયા રાખી મારૂં માન;
મારા પર ઘણી કૃપા રાખ;
ને મારાં પાપો ભુસી નાંખ. ૧

૨ ભુંડાથી મને નિર્મલ પાડ;
પૂરો પવિત્ર પણ ધોવાડ;
૩ ને મારે માનવું એ ઘટિત,
કે પાપને માટે હું પતિત. ૨

૪ તારા પર પાતક કરયું છે;
તે તારી સામું ઠરયું છે.
કે તૂં બોલીને સાત્વિક થાય;
યથાર્થી પડે તારો ન્યાય. ૩

૫ હું થયો પાતકમાં નિર્માણ
અને પાપમાંથી થયો પ્રાણ;
૬ તૂં મનમાં માગેછે યથાર્થ;
ને ગુપ્તમાં દેછે પરમાર્થ. ૪

૭ તૂં જુફાયે મને છાંટીજઇશ;
તારે હું પૂરો શુચિ થઇશ;
હું તારાથકી નહવડાઊં,
તો બરફ કરતાં ધોળો થાઊં. ૫

૮ તૂં મને સુવૃત્તાંત મનાવ;
તુટેલા હાડકાંને હર્ખાવ;
૯ તૂં પાતકથકી મુખ સંતાડ;
ને મારાં સર્વ પાપ મટાડ. ૬

૧૦ હે દેવ શુદ્ધ હૃદય સૃજાવ;
ને સીધો આત્મા પ્રવર્ત્તાવ.
૧૧ ને મને તારાથી ન કાહાડ;
પરિશુદ્ધ આત્માજ ન જવાડ. ૭

૧૨ ઊદ્ધારની પ્રાપ્તિ મને લાવ;
ને ઉદાર આત્માથી ઊઠાવ
૧૩ તો હું નિવારિશ બધાં પાપ
ને પાપી પામશે અનુતાપ. ૮

૧૪ તૂં હત્યા દોષથી મને તાર;
હે પ્રભુ મને આપ ઊદ્ધાર.
હું જીભે માનિશ તારો પાડ
૧૫ હે પ્રભુ મારા હોઠ ઊઘાડ. ૯

તો તેઓ બોલે તારા ગુણ;
૧૬ તને ન ભાવે હોમનું પુણ્ય
નહીં તો હું સદા યજ્ઞ દેત;
પણ તને એનું નથી હેત. ૧૦

૧૭ જે અપરાધોથી પસ્તાય,
તે દેવનો પસંદ બલિ થાય;
જેઓનાં પશ્ચાત્તાપી મન,
તૂં તુચ્છ ન જાણે એવા જન. ૧૧

૧૮ તૂં સીઓનને ફરી સુધાર;
યરૂશાલેમના કોટ સમાર;
૧૯ તો તને ગમે હોમ પુણ્યવાન્
તથા સંપૂર્ણ ગોબલિદાન. ૧૨

---

એની બિજી રચના. ( C. M. )

૧ ઓ ઈશ્વર પ્રેમી કરીને,
મારા પર દયા રાખ;
ને મોટી કૃપા રાખીને,
પાતકો ભુસીનાંખ. ૧

૨ મારા ખોડાથી મને નાહાવ;
ને મને શુદ્ધતા આપ;
૩ ને મને તૂં અન્યાય મનાવ;
મને તો લાગ્યાં પાપ. ૨

૪ મેં તને ઊલટું કર્યું કામ;
તે મારાથી મનાય;
સત્ય નિવડે તારો કલામ;
ને ખરો તારો ન્યાય. ૩

૫ પાપમાં થઈ મારી ઊત્પત્તિ
તેમાંથી થયો જાન;
૬ તૂં માગેછે સત્ય પ્રકૃતિ;
શિખાવિશ દિલનું જ્ઞાન. ૪

૭ તૂંજ મને ધોજે જુફાથી,
તો હું પવિત્ર થઈશ;
ને સ્નાન લગાડ; તો બરફથી
હું ધોળો થતો જઈશ. ૫

૮ ને મને સુવર્ત્તમાન મનાવ;
ને અંગને સુખ પમાડ;
૯ ને મારાં પાપથી મુખ છુપાવ;
સહુ અપરાધો કાહાડ. ૬

૧૦ હે પ્રભુ શુદ્ધ અભ્યંતર પાડ
ને સાજું મન સમાર;
૧૧ શુદ્ધાત્મા મારાથી ન કાહાડ;
ને મને નો ધિક્કાર. ૭

૧૨ તું મને દેજે મોક્ષોત્સાહ;
ને ઊદાર આત્મા આપ;
૧૩ તો હું બતાવિશ તારો રાહ;
ને ઘણાં મુકશે પાપ. ૮

૧૪ રક્ત પાપોથી બચાવીને,
તૂં મને શુદ્ધતા કર;
તો તારા ગુણ વર્ણવીને,
હું ગાઈશ જીવન ભર. ૯

૧૫ ને મારા મુખને દે ઊચ્ચાર;
અને તે ગાશે ગાન;
૧૬ જો તને ભાવત હોમાચાર,
તો હું દેત બલિદાન. ૧૦

૧૭ પણ દેવનું ખઈ બલિદાન,
એ પસ્તાએલું મન;
ને જેને હૃદય ભજીત જાન;
તે એને ગમતો જન. ૧૧

૧૮ તૂં કૃપા કરી સીઓન માન
બંધાવી તેની ભીંત;
૧૯ તારે ચહડવાશે બલિદાન;
ને યજ્ઞો અખંડિત. ૧૨

---

## ગીત પર. (L. M.)

લખ્યો છે દુષ્ટનો પ્રતિકાર;
તથા વિશ્વાસીનો ઊદ્ધાર.

૧ બલવાન્ તૂં અહંકારી કેમ
સદા ટકેછે દેવનો પ્રેમ.
૨ જીભ કાહાડેછે બહુ કુવિચાર;
ને છુરી જેવી એની ધાર. ૧

૩ તૂં ચાહાતો નથી ખરી વાત;
ને તને લાગી રેહેછે ભ્રાંત;
૪ રે દુષ્ટને કપટી જબાન,
તને નહીં ભાવે ખરૂં જ્ઞાન. ૨

૫ પરાત્પર કરશે તારો નાશ;
ને તને કરશે બહુ નિરાશ;
તૂં ઘરથી વેલો ટલી જઈશ;
ને મર્ત્ય લોકને મુકી દઈશ. ૩

૬ સુભક્તો દેખી ડરશે પણ;
ને હસી કેહેશે એ મહાજણ;
૭ દેવને જે નથી દેતો મન;
પણ માનેછે પોતાનું ધન. ૪

૮ મંદિરમાં જે ફુલ ઝાડ પલાય
તેવો હું છું પ્રભુને પાય.
૯ ને એને માની ગાઈશ ગીત;
જેમ શુચિ લોકમાં છે શોભિત. ૫

---

## ગીત ૫૩. [L. M.]

આ ગીતમાં નાસ્તિકોની ભ્રાંત;
ઇસ્રાયલ વિશે પણ વૃત્તાંત.

૧ પાખંડી બકે, દેવ છે નહીં;
તે બગડેલા છે તો સહી;
૨ આકાશથી શોધીને સતવાત,
પ્રભુએ જોઈ માનવી જાત. ૧

સું કોઈ પુરૂષ રાખે ચિત્ત?
સું ઈશ્વર કોઈનો ઇચ્છિત?
૩ સંધા હઠેલા; સંધા ભ્રષ્ટ;
ન મલે એકમાં એકજ શ્રેષ્ટ. ૨

૪ સું ભુંડા લોક ન સાવધ થાય,
જે મારા લોકને ગલી જાય
જેમ તેઓ ખાયછે સ્વધાન;
ને દેવને દેતા નથી માન. ૩

૫ જાં કોઈ નહતું જોખમ ભય
તાં ધાકે તેમનો કર્યો જય;
જેઓએ તમને ઘેર્યા છે,
તેઓને દેવે વેર્યા છે. ૪

તે તુચ્છ કરશે એ સહુ અજાણ;
૬　કોણ કરે સીઓનતણું ત્રાણ
જારે તરશે યરૂશલેમ,
તેવારે તેને મલશે ક્ષેમ.　૫

---

## ગીત ૫૪. [ L. M. ]

આ ગીતમાં મલશે પ્રાર્થના
તથા દેવને આરાધના.

૧　દેવ તારે નામે મને તાર;
　　ને શક્તિ કરી ન્યાય દેખાડ;
૨　ને મારૂં માનીને ઊદ્ધાર;
　　ને કૃપા કરી કાન લગાડ.　૧

૩　વિદેશી કરે બહુ વિવાદ;
　　બલવંતો માગે મારા જાન;
ને રાખે નહીં પ્રભુની યાદ;
૪　　તે મારો દેવ સહુ શક્તિમાન્.　૨

તે કરેછે મિત્રોને સાહ્ય;
૫　　તૂં શત્રુઓનો બદલો લઈશ;
અને તેઓનો કરિશ ન્યાય;
૬　　હું રાજી છતાં અર્પણ દઈશ.　૩

હા તને બહુ વર્ણવીને,
હું કરિશ તારાં સ્તોત્ર અખંડ;
૭ ને મારો જીવ બચાવીને
તેં શત્રુપર ફેરાવ્યો દંડ. ૪

---

## ગીત ૫૫. (C. M.)

વિશ્વાસીઓનો હોય વિલાપ
પણ ભુંડાઓને બહુ સંતાપ;

૧ હે ઈશ્વર મને ધરજે કાન;
હુંથી ન હોજે દૂર;
૨ દેખ્યાં કરીને કરજે ધ્યાન;
હું થયો શોકાતુર. ૧

૩ વૈરીઓ ગાજી ફરીને
ભુંડાઈ ચહડાવે છે;
ને ક્રોધે દ્વેષ પણ કરીને,
મને દુખાવેછે. ૨

૪ હા, મારે જીવે પડ્યો છે
મરણનો બહુ સંતાપ;
૫ ને મારે માથે ચહડ્યા છે
બહુ બિહીક તથા કાંપ ૩

૬　ખબુતર જેવી પાંખો હોત
　　તો વેલો ઊડી જાત;
૭　ને ઊજડ જગ્યાઓમાં રેહેત
　　અને સુખ શાંતિ ખાત.　૪

૮　ને તર્ત મુકું અંધી તુફાન.
૯　　તેઓને તૂં ગભરાવ.
　ને નોંખી નોંખી કર જબાન;
　　ને જુલમને દબાવ.　૫

૧૦　તેઓ નિત્ય કોટે ફરેછે;
　　તાં છે અનર્થ સંતાપ;
૧૧　તેઓ માર્ગોમાં ભરેછે
　　કપટી ઢોંગી પાપ.　૬

૧૨　રિપુ તો થયો નહીં ભાંડનાર;
　　નહીં તો હું બધું સેહેત;
　રિપુનો ન હતો દુરાચાર;
　　નહીં તો છાનો રેહેત.　૭

૧૩　પણ મારો સ્નેહી મારો મિત્ર;
　　ને જીવનો અનુકાર;
૧૪　હમે જાં મંદિર છે પવિત્ર,
　　તાં મલ્યા વારેવાર.　૮

૧૫ જીવતાં તો તેઓ મરણમાં
કબરે ઊતરી જાય;
ઘરમાં ને અંતઃકરણમાં
તેઓમાં છે અન્યાય. ૯

૧૬ બપોર સાંજકાલ તથા પ્રભાત
પ્રાર્થના કરીજઈશ;
૧૭ ને મારી પ્રાર્થનાની વાત
તું પ્રભુ માનીલઈશ. ૧૦

૧૮ ને તેણે દિધું સમાધાન;
જેવારે થયું યુદ્ધ;
પણ રિપુ થઈ ગયા હેરાન;
જે હતા છેક વિરુદ્ધ. ૧૧

૧૯ અનાદિ દેવ લગાડશે દુઃખ;
તેઓને સૂજેછે,
કે ખુટશે નહીં હમારૂં સુખ;
ને દેવને તજેછે. ૧૨

૨૦ સાલસ પર હાથ ઉઠાવીને,
તે તોડેછે કરાર;
૨૧ ખુશામતે ફોસલાવીને,
રાખેછે દિલમાં ખાર. ૧૩

૨૨ પરાત્પર ઊપરરાખ વિશ્વાસ;
તે થશે રખેવાલ;
સુભક્તને છેકજ ન પડે ત્રાસ
હાલ તથા સર્વકાલ. ૧૪

૨૩ ને ભુંડા લોકો પડી જાય;
ને પામે પ્રતિકાર;
ને અડધા જીવનમાં કપાય;
હું માનિશ ઊપકાર. ૧૫

---

## ગીત ૫૬. (7.)

જારે ભક્તને મલે વેર,
તારે પ્રભુ આપે મેહેર.

૧ દયા કરજે મારા દેવ;
રિપુ માગી મારો જીવ;
હરરોજ હું પર કરે યુદ્ધ;
ઘાતક છે તથા વિરૂદ્ધ. ૧

૨ મોટા વૈરી નડેછે;
૩ માટે બહુ ધાક પડેછે;
૪ જાણી તારાં વચન સાર,
માનિશ તારો ઉપકાર. ૨

તારો કરૂંછું વિશ્વાસ;
મારા પર સું કરે માંસ?
૫ તેઓ ધાટો ઘડેછે;
મારી વાતને મેડેછે. ૩

૬ દંગો કરી ભાંકેછે;
મારા જીવને તાકેછે;
૭ ભુંડામાં સું હોય આડ?
પ્રભુ કોપે તેમને પાડ. ૪

૮ મારો ભ્રમ તૂં ટાલેછે;
શીશે આંશુ ઘાલેછે;
અને વહીમાં માંડેછે;
શત્રુને દૂર કાહાડેછે. ૫

૯ અને હું હાંક મારૂંછું;
તારી વાત વિચારૂંછું;
૧૦ કેમકે તને ભાવુંછું;
તારા શબ્દ વર્ણાવુંછું. ૬

૧૧ દેવમાં હું વર્ણાવુંછું;
અને વિશ્વાસ લાવુંછું;
મારાથી કંઇ ન કરાય;
મનુષ્યોથી સું કરાય? ૭

૧૨ મને ઈશ્વરનો કરાર;
માટે માનિશ બહુ ઊપકાર;
૧૩ કરી મરણથી સંભાલ,
તૂં સુધારિશ મારી ચાલ. ૮

---

એની બિજી રચના. ( L. M. )

૧ દેવ થજે હું પર મેહેરબાન;
લોક મને ફાડી જાયછે
ને હરરોજ છે કોપાયમાન
૨ શત્રુઓ બહુ ચહડાયછે. ૧

૩ હું ભયમાં માની વચન સાર;
૪ પ્રભુનો રાખુંછું વિશ્વાસ;
હું માનિશ પ્રભુનો આભાર;
તો મારા પર સું કરશે માંસ? ૨

૫ મારા શબ્દોને મડીને
તેઓ કરેછે બદ સલાહ;
૬ ને ભુંડા જથા કાહાડીને,
અદાવત કરી દેખે રાહ. ૩

૭ કેમ બચે, વાંકે કરીને?
ઈશ્વર લોકોને નીચા કર;
૮ સહુ મારા પરદેશ ગણીને
કુપામાં મારૂં રૂદન ભર. ૪

૯ સું તારી વહીમાં નથી યાદ ?
તૂં કરશે શત્રુઓનો જય;
૧૦ હું હર્ખી માનિશ તારો શાદ;
ન પામિશ તારી સાથે ભય. ૫

૧૧ પ્રભુની વાતને માનુંછું;
હા, રાખુંછું પ્રભુની વાત;
એનો ભરોસો આણુંછું
હું પર સું કરે મનુષ્ય જાત ? ૬

૧૨ હું તને માનતા ચહડાવિશ;
તૂં મરણથી છુટકારો દઈશ;
૧૩ સું મને તૂં નહીં બચાવિશ;
અને હું જીવની જોતે જઈશ. ૭

---

## ગીત ૫૭. (C. M.)

ઈશ્વર ભક્તનું શરણ છે;
ભક્તને એનું સ્મરણ છે.

૧ દેવ મારા ઊપર દયા રાખ;
તો કૃપા મોટી થાય;
તૂં મારા ઊપર રાખિશ પાંખ,
જાં લગી દુઃખ ન જાય. ૧

૨ પ્રભુને આવશે મારો વાદ;
તે મને સુખ દાતાર;
૩ આકાશથી કરીને પ્રસાદ,
તે મને છે આધાર. ૨

જે ક્રોધે મને ગળીજાય,
તે પામશે અટકાવ;
ઈશ્વરની કૃપા પૂરી થાય,
એવો છે મને ભાવ. ૩

૪ શ્વાપદો મને પાડે ત્રાસ;
ને ઘણા ગાજેછે;
ને ભુંડાં મનુષ્યો આસપાસ;
મારા પર દાહાજેછે. ૪

જેઓના દાંતો ભાલા તીર;
ને જીભ જેવી તલવાર;
૫ પ્રભુ આકાશમાં રહ્યો સ્થીર;
ભૂમિમાં શ્રેષ્ઠ અપાર. ૫

૬ તેઓ મને અટકાવેછે;
મારૂં દિલ રડેછે;
જે ખાડાઓ ખોદાવેછે,
તે પોતે પડેછે. ૬

૭ હે ઈશ્વર મારૂં દિલ ખચિત;
ને મને થયો લાગ;
હું ગાયાં કરિશ તારાં ગીત;
૮ જાગ મારા હૃદય જાગ. ૭

ને યંત્રો પણ વગાડીને,
હું વેલા જાગી જઇશ;
૯ ને તારો પ્રેમ દેખાડીને,
સભામાં સ્તુતિ દઇશ. ૮

૧૦ ને આકાશ સુધી પ્રીતિ છે;
વાદલા સુધી સદ્ગુણ;
૧૧ આકાશ પર તારી સ્થિતિ છે;
પૃથ્વી પર તારૂં પુણ્ય. ૯

---

એની બિજી રચના.( L. M. )

૧ ઓ ઈશ્વર મને દયા કર;
કૃપાલુ હોજે મારા પર.
ને મારો આત્મા કુશલ રાખ;
માથે ફેલાવી તારી પાંખ. ૧

૨ હું તેની તલે માગું આડ,
તો તૂંજ સતાવણી મટાડ.
ને ઈશ્વરને હું આરાધિશ;
તૂં મારે અર્થે સહુ સાધિશ. ૨

૩ ને મોકલી મને કરશે સાહ્ય;
રખે લોક મને ફાડી જાય.
બંદ કરશે તેમનું તોહોમત
ને કરી દેશે મોહોબત. ૩

૪ સિંહોમાં પડ્યો મારો જાન,
ને ગાજતા લોકોને સમાન;
તેઓના દાંતો હથિયાર;
ને જીભો તિખી છે તલવાર. ૪

૫ તૂં આકાશ ઊપર ઊંચો ઠર;
ને બહુ પ્રતાપથી ભૂમિ ભર.
૬ તેઓએ નાંખી છુપી જાલ;
માટે હું થયો છું કંગાલ. ૫

માર્ગોમાં ધાટો ધડેછે;
પણ તેમાં પોતે પડેછે.
૭ ઓ ઈશ્વર માઈં દિલ ખચિત;
હું તને ભજી ગાઈશ ગીત. ૬

૮ ઓ મારા આત્મા ઊઠી જાગ;
જાગ મારા મહિમા; વિણા વાગ;
૯ હું વેલો છતાં સાવધાન.
લોકમાં પ્રભુને આપિશ માન. ૭

૧૦ પરજંરાને કહિશ તારૂં નામ;
ને આકાશ લગી દયા કામ;
૧૧ તૂં આકાશ ઊપર ઊંચો ઠર;
ને બહુ પ્રતાપથી ભૂમિ ભર. ૮

---

## ગીત ૫૮. ( L. M. )

એથી જણાયછે મૂલ પાપ;
ને ભુંડા મનુષ્યનો સંતાપ.

૧ સું તમે બોલશો ખરી વાત?
કે સત્ મત કરશો માનવી જાત?
૨ ના, કરશો પૃથ્વીમાં ગુનાહ
ને હાથના જુલમની સલાહ. ૧

૩ પાપીઓ ગર્ભથકી ભ્રષ્ટ;
ને જન્મથી થએલા દુષ્ટ,
૪ તેઓને વિષ, નાગો સમાન,
જેઓ બેહેરૂં બંધ કરે કાન. ૨

૫ ગારોડી હોશે બહુજ ચતુર;
પણ તેનું માને નહીં જરૂર.
૬ પ્રભુ તેઓના દાંતો તોડ;
અને સિંહોના દાંતો ફોડ. ૩

૭ તેઓ જલ જેવાં ગલી જાય;
અને તેઓના તીર કપાય.
૮ ને ઊગલ જેવા ગોકલ ગાય;
ને ગર્ભપાતના જેવા થાય. ૪

૯ ભડકો કાંટા બાલે જેમ;
પ્રભુથી સજા આવશે તેમ;
અને ઊખેડી લેશે જાન;
જેવું બિહામણુંજ તુફાન. ૫

૧૦ એઓના રક્તમાં ધોઇને
ને પ્રતિકાર પણ જોઇને
૧૧ ન્યાયી લોક, પામશે પ્રતિદાન;
જાણશે પ્રભુ; ન્યાયનું જ્ઞાન. ૬

---

## ગીત ૫૮. (L. M.)

આ ગીતનું એવું અનુમાન,
કામોનું ફલ ને પ્રતિદાન.

૧ હે પ્રભુ મારો જીવ બચાવ;
વૈરીઓ સંધા લડેછે;
૨ ને ગુનહગારોથી છોડાવ,
જે મારા ઊપર ચ્હડેછે. ૧

૩ ને મારા આત્માને વિરૂદ્ધ.
જોરાવર કરેછે મિલાપ
૪ ને મારે સામું કરે યુદ્ધ;
પણ મને નથી દોષ કે પાપ. ૨

ને તેઓ એકઠા થઈને,
કરેછે અમથા બહુ ઊપાય;
૫ તૂંજ મને ઊત્તર દઈને,
તેઓનો અટકાવ અન્યાય. ૩

ઓ મારા પરમેશ્વર જાગ;
હમારા દેવ તૂં કર ઇનસાફ;
વિદેશીઓનો બદલો માગ;
ને ઢોંગીને ન કરિશ માફ. ૪

૬ તે કોલા જેવા આવેછે;
ને રાતે કરેછે પોકાર;
૭ તેઓનાં મુખ બકાવેછે;
હોઠોમાં હોયછે તલવાર. ૫

કોણ શાંભલે ? એવા બકે વાદ;
૮ પણ તૂં નકારિશ એ આચાર;
હું તારા બલની કરી યાદ
૯ માનુંછું તારો પરોપકાર. ૬

૧૦ તૂં આવિશ હે કૃપાલુ દેવ;
અને હું જોઇશ તારો ન્યાય;
૧૧ એઓના તૂં ન મારિશ જીવ;
રખે શુદ્ધ લોકો ભૂલીજાય. ૭

બલે તેઓને તૂં નહસાડ;
ઓ પ્રભુ તૂં છે મારી ઢાલ;
૧૨ તેઓનો ગૌરવ નીચો પાડ;
કાંજે તેઓની ભુંડી ચાલ. ૮

તેઓને મુખે ગર્વી પાપ,
તેઓને તે ફસાવેછે;
૧૩ તેઓ તો બોલે ઘણા શાપ,
મિથ્યા વાદે ભૂલાવેછે. ૯

વિનાશ કર; કોપે વિનાશ કર;
તો તેઓ થશે ખબરદાર;
કે બદ્ધા દેશની સીમો ભર,
યાકોબમાં દેવનો અધિકાર. ૧૦

૧૪ તે કોલા જેવા આવેછે;
ને રાત્રે કરેછે પોકાર;
૧૫ તેઓને ભુખ ચલાવેછે;
એમાટે તેઓ કરે પ્યાર. ૧૧

૧૬ હું માનિશ તારો ઘણો પાડ;
અને હું કરિશ તારો પ્રેમ;
હું તને ગણિશ મારી આડ;
તૂં સંકટમાં પમાડિશ ક્ષેમ. ૧૨

૧૭ તૂં મારો ખરો સામર્થ્યવાન્
ઈશ્વર હું ગાઈશ તારાં ગીત;
કાંજે તૂં દેછે સમાધાન;
તૂં મારો ઈશ્વર છે ખચિત. ૧૩

---

## ગીત ૬૦ (૭.)

એમાં અપરાધનું ફલ;
શત્રુ સામું દેવનું બલ.

૧ દેવ ઠરાવી નાકબૂલ.
હમને ઠરચો પ્રતિકૂલ;
તારો કોપ હમારી ગમ,
તે ફેરવીને હમને ખમ. ૧

૨ તેં પૃથ્વી ધ્રુજાવી છે;
તેને તેં ભંગાવી છે;
૩ તેની ફાટો તૂં સમાર;
કેમકે પડેછે સંહાર. ૨

તેં લોકોને દિધું દુઃખ;
ભયનું પાણી; નથી સુખ;
૪ તેમને આપ્યું છે નિશાન;
જેથી પ્રગટ પડે જ્ઞાન. ૩

૫ એથી આવેછે બચાવ;
તારે જમણે હાથે આવ;
મારી તૂં વિનંતિ માન;
૬ હવે બોલ્યો દેવ ગુણવાન્. ૪

શેકમને હું કરી લઈશ;
સકોથ ક્ષેત્ર માપીદઈશ;
૭ ગિલ્યાદમને ખરો પ્રાંત;
ને મનાસ્સે એ વૃત્તાંત. ૫

ને એફ્રાઇમ શક્તિવાન્
ને યહુદા રાજ્યસ્થાન.
૮ મોઆબ મારૂં કુંડું થાય;
ચપલ ઈદમ પર ફેંકાય. ૬

પલસ્ત મને કર જયકાર;
૯ કિલ્લામાં કોણ લાવનાર?
ઈદમમાં કોણ દે પ્રવેશ?
૧૦ દેવ હમને ન મુક હમેશ. ૭

તૂં હમારામાં ન જઈશ?
૧૧ અને દુઃખમાં સાહ્ય ન દઈશ?
મનુષ્ય આપે નહીં ઊગાર;
૧૨ પ્રભુ આપશે જયજયકાર. ૮

---

## ગીત ૬૧, (૭.)

આનો સાર; પ્રભુનો દાસ
પ્રાર્થી માનેછે વિશ્વાસ.

૧ પ્રભુ શાંભલ મારો શાદ;
કરજે પ્રાર્થનાની યાદ;
૨ હું જેવારે દખી રહિશ,
જગત્ સીમથી તને કહિશ. ૧

હું કર્તાં જે ઊંચો પાહાડ,
તેમાં મને દેજે આડ.
૩ મને તૂં છે સિદ્ધ ઊગાર;
અને સુખનો તૂં આધાર. ૨

૪ તારા મંદિરમાં હું જઇશ;
તારી આગલ સુખી થઈશ.
૫ દેવે મને સ્થાપ્યો છે:
ભક્તનો હિસો આપ્યો છે. ૩

૬ ભૂપને મલશે દીર્ઘ કાલ;
ઘણાં પુસ્તો જેવાં શાલ;
૭ કુશલ રેહેશે સદાકાલ;
દયા સત્ય તૂં સંભાલ. ૪

તેને મલશે સત્‌કલ્યાણ;
૮ હું કહિશ ઈશ્વરની વખાણ;
સદા દેવને સ્તુતિ દઈશ
અને માનતા વાલીજઈશ. ૫

---

એની બિજી રચના. (6. 4.)

૧ હે પ્રભુ અર્જી માન;
મને તૂં ધરજે કાન;
દેશાંતરમાંય
૨ શોકમાંથી મને કાહાડ;
મારાથી ઊંચો પાહાડ,
મને તે પર બેસાડ
તારે ક્ષેમ થાય. ૧

૩ હે મારા નિગહબાન
તૂં મારો શક્તિમાન્
શત્રુથી રાખ;

૪ હું તારા ઘરમાં જાઇશ;
શરણમાં કુશલ થઇશ,
હું પર તૂં ફેલી જાઇશ
દયાની પાંખ. ૨

૫ મારી જે માનતા થઇ,
તે તારી આગલ ગઈ;
તારા જે ભક્ત.
તેમનો હું ભાગ્યદાર;
૬ ભૂપને તૂં આપનાર
દિન પર દિન બેશુમાર,
જીવન હરવક્ત. ૩

૭ દેવ પાસે પેસીને;
ને ત્યાં તે બેસીને;
થાશે હર્ખિત.
એમજ તૂં બચાવિશ;
૮ હું અર્પણ ચહડાવિશ;
સદા હું શંભલાવિશ
સ્તોત્રનાં ગીત. ૪

---

## ગીત ૬૨. (S. M.)

આમાં સુભક્તનું ક્ષેમ;
ને પાપીઓના વેહેમ.

૧ ઈશ્વરમાં સમાધાન;
　ને આત્માનો ઊગાર;
૨ તે મારો આશ્રો શક્તિવાન્,
　ને મારો મદદગાર. ૧

તે મારૂં ખરૂં સાહ્ય;
　હું સદા પામું ક્ષેમ
૩ પુરૂષ પર કેમ કર્યો અન્યાય,
　અદાવત કરો કેમ? ૨

તમારી ચાલ વિપરીત;
　માટે ભુલવાઓછો;
તમારી ઊપમા વાંકી ભીત;
　તેમ અબલ થાઓછો. ૩

૪ ને નાશે ડુબી જાય;
　એઓનો એ સંકેત;
મિથ્યા વાદો પર રાજી થાય;
　કરે પોતાનું હેત. ૪

૫ મુખથી નિકળે વખાણ;
　પણ દિલમાં બેસે શાપ;
હું માનું પ્રભુનુંજ કલ્યાણ;
　ને પામું સત્મિલાપ. ૫

૬ તેજ મારો શક્તિવાન્
ને એથી મુક્તિ થાય;
તે મારૂં ખરૂં ઉચ્ચસ્થાન,
તો કુશલતા પમાય. ૬

૭ દેવ મારી મુક્તિ છે;
ને મહા મહિમા થાય;
તેમાં તારવાની શક્તિ છે;
તે કરે હિતોપાય. ૭

૮ તો રાખો ભાવ હરવક્ત;
ને રેડજો હૃદયો;
ને દેવને ભજો ખરા ભક્ત
તે આપણો ત્રાણ થયો. ૮

૯ મનુષ્યો અમથા છે;
ને ઓટા મહાજણ
તોલ્યામાં હલકા વૃથા છે;
દમ કર્તાં હલકા પણ. ૯

૧૦ જોરને નકારીને
જુલમથી હોજો દૂર;
ને માલ મિલકત વધારીને,
ન હોજો ચિંતાતુર. ૧૦

૧૧　પ્રભુની વાત એકવાર
　　હા, બેવાર કહીગઈ
　કે દેવને આપો અધિકાર;
　　ને આખી શક્તિ થઈ. ૧૧

૧૨　પરાત્પર છે દયાલ;
　　તે બદલા લેનાર;
　ને જેવી મનુષ્યોની ચાલ,
　　તેવું તે ફલ દેનાર. ૧૨

---

## ગીત ૬૩.(*C. M.*)

ભક્ત દેવની સ્તુતિ કરેછે;
　ને તેને આનંદ કરેછે.

૧　હે પ્રભુ એકલા મારા દેવ;
　　હું તારા ભક્તિવાન્;
　તારા તૃષ્યો છે મારા જીવ,
　　જેમ સુકું ઊજડ રાન, ૧

૨　કે શુદ્ધસ્થાનમાં પ્રગટ થાય
　　જેમ થયો બહુ પ્રતાપ
　તેમ હવે મારાથી કરાય
　　દર્શન તથા મિલાપ. ૨

૩ ને તારી કૃપા જાણીને,
કે જીવથી કીમતવાન્,
ને મારા હોઠ વખાણીને,
હું કહિશ તારૂં માન. ૩

૪ હું મારા હાથ ઉપાડીને,
પ્રભુનું નામજ લઈશ
ને એવું જીવન કાહાડીને,
હું સ્તોત્રો કરીજઈશ. ૪

૫ અને દૂધ પોષણ ખાઈને,
જીવની બહુ તૃપ્તિ થાય;
તેમ તારી સ્તુતિ ગાઈને,
હોઠ અતિસે હર્ખાય. ૫

૬ ને હું બિછાણે ડરીને,
રાખુંછું તારૂં ધ્યાન;
ને રાત્રે વિચાર કરીને,
તને આપુંછું માન. ૬

૭ તૂં મારો આધાર થયાથી,
હું બહુ હર્ખાઊંછું;
ને તારી પાંખની છાયાથી
હું નિર્ભય થાઊંછું. ૭

૮ ને તારી કણે મારો જાન
વલગીને ચાલેછે;
ને તારો હાથ અતિબલવાન્
મને સંભાલેછે. ૮

૯ જે મારૂં માગેછે નુકશાન,
તે ભૂંઇમાં જનાર;
૧૦ તલવારે જશે તેનો જાન;
કોલાનો ભાગ થનાર. ૯

૧૧ પ્રભુ રાજાને આપશે સુખ;
વિશ્વાસી હર્ખશે સહુ.
પણ બંધ કરાશે એનું મુખ
જે કુમત બોલે બહુ. ૧૦

---

એની બિજી રચના. ( 7. )

૧ હે પ્રભુ તૂં મારો દેવ,
મને હરેછે આવેશ,
તને ધરેછે મારો જીવ;
જેવો તૃષે શુકો દેશ. ૧

૨ પેસી તારૂં શુદ્ધસ્થાન,
જાં શુદ્ધ લોકો જોયછે;
તને જોવો મહિમાવાન્
જીવથી સારો હોયછે. ૨

૩ તારી યાદ કરાવીને
માનિશ ઘણા આશીર્વાદ
૪ અને હાથ ફેલાવીને
માગિશ તારો બહુ પ્રસાદ. ૩

૫ મારો આત્મા પામશે સુખ
જેવા મિઠાસ રસ રૂચાય;
તને માનશે મારૂં મુખ;
૬ રાત્રે તારૂં ધ્યાન રખાય. ૪

અને માનિશ તારો પાડ;
૭ કાંજે તૂં છે મારૂં સાહ્ય;
તારી પાંખમાં મને આડ;
૮ ને હું ચાલિશ તારે પાય. ૫

૯ મારા મરણના શોધનાર,
પામશે મરણતણો ત્રાસ;
૧૦ તેઓ ભોગવશે તલવાર;
અને કોલા ખાશે માંસ. ૬

૧૧ દેવમાં રાજાને પ્રસાદ
પ્રતિજ્ઞા માનનારા સહુ
હર્ખશે; પણ મિથ્યા વાદ
પાડી દેશે ધાસ્તિ બહુ. ૭

---

## ગીત ૬૪. (7.)

ભુંડાઓના ગુપ્ત ઊપાય;
તેમના પર પ્રભુનો ન્યાય.

૧ પ્રભુ શાંભલ મારો શાદ;
વૈરીઓ કરેછે વાદ;
૨ તેથી મારો આત્મા કાહાડ;
તેમની સભાથી સંતાડ. ૧

પાપીઓનાં હુલડ વાર
૩ જે જીભ ઘસે જેમ તલવાર;
ભુંડી વાત વિચારેછે;
ન્યાયીઓને મારેછે. ૨

૪ તેઓ મારે અકસ્માત્;
ધાક ન ધરી કરે ઘાત;
૫ કુકર્મથી ઘોર ઘરેછે;
ગુપ્ત મંડલીઓ કરેછે. ૩

કેહેછે કોણ દેખેછે?
પાપનું સ્મરણ રાખેછે.
૬ તેમનો વિચાર ભુંડો છે;
તેમનો મતલબ ઊંડો છે. ૪

૭ તેઓ પ્રભુથી માર ખાય;
તર્ત તેઓનું જખમ થાય.
૮ તેમની જીભ બંધ રેહેછે;
લોકો દેખી બિહેછે. ૫

૯ લોકો ડરશે એનું નામ;
પ્રગટ કરશે એનું કામ;
૧૦ ન્યાયી લોક કરી વિશ્વાસ,
કરશે પ્રભુમાં ઊલ્લાસ. ૬

---

## ગીત ૬૫. (C. M.)

એનો સાર પ્રભુનું માન;
તથા તેનાં પુષ્કલ દાન.

૧ પ્રભુ સીઓનમાં તારૂં માન
શંભલાયછે હમેશ:
માનતા ચહડાવી ભક્તિવાન્
તાં કરેછે પ્રવેશ. ૧

૨ તૂં પ્રાર્થનાનો શાંભલનાર;
લોક તને દેશે માન;
૩ ને તૂં ઊતારી પાપનો ભાર,
હમારૂં કરશે સ્નાન. ૨

૪ જે મનુષ્ય તને ભાવેછે,
તે સુખી મનુષ્ય થાય;
તે તારા ઘરમાં આવેછે;
ને કૃપાથી ધરાય. ૩

૫ તૂં ન્યાય કરીને ઊત્તર દઈશ;
હે પ્રભુ મોક્ષ દેનાર;
તૂં આખા લોકનો મિત્ર થઈશ;
સ્થલજલના રેહેનાર. ૪

૬ તૂં પાહાડોને ઊઠાવેછે;
ને તનેજ બલ અપાર;
૭ તૂં મોજાઓ દબાવેછે;
ને મનુષ્યનો પોકાર. ૫

૮ પૃથ્વીની સીમના રેહેનાર
તારાથી ડરેછે;
તૂં સંધ્યા કાલ તથા સવાર
આનંદથી ભરેછે. ૬

૯ તૂં ભૂંઈને સિંચાવેછે.
મહા નદી ઝરેછે;
ને અનાજને ઊપજાવેછે:
ને પાલન કરેછે. ૭

૧૦ તું ક્ષેત્રો પર વર્ષાવેછે;
ને તેઓ છે ફલવાન;
મેઘથી જમીન ભિંજાવેછે;
ને દેછે ઘણાં દાન. ૮

૧૧ વર્ષ પર દયા રેડાયછે;
સહુ થાયછે ફલવાન;
૧૨ ને લીલાણ ઘણાં થાયછેઃ
જાં હતાં રેતી રાન. ૯

૧૩ ને ડુંગરો પર ટોળાં છે,
જે સાનંદ થાયછે;
ક્ષેત્રોમાં અન્ન પકાયલાં છે;
તે હર્ષે ગાયછે. ૧૦

---

એની બિજી રચના. (L. M.)

૧ દેવની પ્રીતિને વખાણ છે;
સર્વ ઠામે બહુ કલ્યાણ છે;
દેવને શુચિ જન વર્ણાવશે;
અને બધી માનતા લાવશે. ૧

૨ ઈશ્વર પ્રાર્થનાના લેનાર,
સહુ લોક તને સ્તુતિ દેનાર;
૩ પાપો મારા ઉપર પ્રાવે;
મને પાતકથી નહવડાવે. ૨

૪ શુચિ લોકને તૂં પોહોંચાડિશ;
તારા મંદિરમાં બેસાડિશ;
એવાં મનુષ્યોને ધન છે;
એથી તૃપ્ત હમારૂં મન છે. ૩

૫ તૂં દેખાડી ચમત્કારો,
ઊત્તર કરિશ; તૂં તારનારો
જગત્ સીમનો તૂં સંભાલક;
ને જલવાસીઓનો પાલક. ૪

૬ પર્વતોને તૂં બંધાવે;
૭ ને સમુદ્રનો શાદ દબાવે;
૮ આધી સીમોમાં જે રેહેછે,
તેઓ લક્ષણોથી બિહેછે. ૫

ઊગમ અસ્તને તૂં હર્ખાવે;
૯ ભૂંઇને જોઇ સિંચાવે;
ને મહાનદે પાણી લાવે;
ક્ષેત્રો ઘણું અન્ન ઊપજાવે. ૬

૧૦ એડાઓને બહુ સિંચાવે;
પાલીઓને ઠીક રચાવે;
વૃષ્ટિઓથી ફલદાર કરે
ઊગ્યામાં વરદાનો ભરે. ૭

૧૧ વર્ષે તારો ઊપકાર ભલે;
તારા પથમાં પાલન ગલે;
૧૨ ગલે રાની ચારાઓ પર
સુખ ઉભરાયછે ડુંગરો પર. ૮

૧૩ ચારાઓમાં ટોલાં ચરે;
તલ્યાં અનાજ પાક્યાં કરે;
તેઓ ઊત્સાહે હર્ખાયછે;
સુખનાં ગીતો ગાતા જાયછે. ૯

---

ગીત ૬૬. (L. M.)

પ્રભુ મોટે ચમત્કારે
એના શુચિલોકને તારે.

૧ ઈશ્વરને સહુ રાગ વગાડો;
૨ અને તેનું નામ દેખાડો.
૩ મહિમા આપીને વખાણો
તેનાં કામ ભયંકર જાણો. ૧

શત્રુ તારાથી બહુ ડરશે;
અને ઠોંગે માન્યા કરશે.
૪ સહુ લોક તને ભજી આવશે;
તારો બહુ પ્રતાપ મનાવશે. ૨

૫ જોયા કરો દેવનાં કામો
સર્વ લોકો અચરત પામો;
૬ જાં સમુદ્રે લોક અટકાવ્યા
માર્ગે તેણે તાં ચલાવ્યા. ૩

માટે તેઓ પગથી ગયા,
દેવને નામે કુશલ થયા.
૭ સદા સમર્થ તેનું રક્ષણ
તે જુએછે સહુનાં લક્ષણ. ૪

પાપીઓ ગર્વી ન થાઓ;
૮ પણ ઈશ્વરનાં ગીતો ગાઓ.
લોકો એનું માન જણાવો;
એની સ્તુતિ વાત શંભલાવો. ૫

૯ તેણે આપણને બચાવ્યા;
આપણા પગને ન હટાવ્યા:
૧૦ દેવે આપણને તપાસ્યા
અને રૂપાં જેવા કર્યા. ૬

૧૧ હમને તૂંજ તંગી લાવ્યો;
કમર ઉપર બોજ નંખાવ્યો.
૧૨ હમને આગ જલથી કાહાડ્યા.
કુશલતાને પણ પોહોંચાડ્યા. ૭

૧૩ હોમથી તારા ઘરે આવિશ;
અને માનતા પણ ચહડાવિશ;
૧૪ મારા શબ્દ હોઠે કહેલા;
મુખે કહ્યું દુઃખની વેલા. ૮

૧૫ ઘેટાં બકરાંઓ હું લાવિશ,
ગૌનો યજ્ઞ કરીને આવિશ;
૧૬ દેવના સર્વ ભક્તો આવો;
અને વાતને કાન લગાવો. ૯

૧૭ તેનાં બહુ કલ્યાણો જાણિશ;
જીભે તેનું નામ વખાણિશ;
૧૮ જો હું દિલે પાપને જોઊં
તો હું દેવની કૃપા ખોઊં. ૧૦

૧૯ નિશ્ચે દેવેજ કૃપા કિધી;
મારી અર્જને માની લિધી;
૨૦ તેણે મારી અર્જી માની;
કેવી મોટી મેહેરબાની. ૧૧

---

## ગીત ૬૭. (L. M.)

આ ગીતમાં પ્રભુનો ઊદ્ધાર;
ને સંધા લોકમાં અધિકાર.

૧ હે પ્રભુ આશીર્વાદો આપ;
પોતાના મુખે કર પ્રતાપ;
૨ કે તારો ખરો માર્ગ જણાય;
ને સર્વ લોકનું ત્રાણ કરાય. ૧

૩ સહુ લોક પ્રભુને દેશે માન;
ને તેને જાણશે સ્તુતિવાન્;
૪ સહુ જનો હર્ષી ગાઓ ગીત;
દેવ ઇનસાફ કરે છે ખચિત. ૨

તે સર્વ દેશમાં શક્તિવાન્,
૫ સહુ લોક પ્રભુને દેશે માન;
સહુ લોકો સ્તોત્રો કેહેશે;
૬ ને પૃથ્વી ઘણું ફલ દેશે. ૩

ને દેવજ આપણો કૃપાવાન્,
તે દેશે આપણને વરદાન;
૭ હા, પ્રભુ આપશે ઘણાં દાન;
ને સર્વ લોકો કરશે માન. ૪

---

## ગીત ૬૮. ( L. M. )

દેવનાં ઊદ્ધાર તથા પ્રીતિ;
વૈરીઓની ખોટી રીતિ.

૧ દેવ ઉઠી શત્રુને કાહાડશે;
અને દ્વેષીને નહસાડશે;
૨ અંધી સામો જેવો ધૂમ છે;
તડકા સામો જેવો મૂમ છે. ૧

એવું વૈરીઓ ખઈ જશે
૩ ન્યાયી લોકો ક્ષેમી થશે.
ઈશ્વર આગલ હર્ખી જાઓ;
૪ દેવની મોટી સ્તુતિ ગાઓ. ૨

તેજ સર્વોપરિ છે ખરો;
તેની બહુજ પ્રશંસા કરો.
૫ પોતે તે અનાથનો પિત્ર
પોતે તે વિધવાનો મિત્ર. ૩

શુદ્ધસ્થાને એવો રેહેશે;
૬ ને કુટુંબ એકલાંને દેશે;
અને બેડીઓને તોડશે;
હઠિલાને રાનમાં છોડશે. ૪

૭ તારા લોકનો છુટકો થયો;
તારે તૂંજ અગાડી ગયો.
૮ ભૂમિ કાંપી; મેઘ પણ ચાલ્યો.
પ્રભુ આગલ સિનાઈ હાલ્યો. ૫

૯ હે ઈશ્વર તેં વર્ષાદ દિધો;
તારા લોકે આરામ લિધો;
૧૦ તહીં તો તેઓ વસી ગયા;
રાંકડાઓને પડી દયા. ૬

૧૧ પ્રભુએ શબ્દને વર્ણાવ્યો;
ઘણી સભાએ તે ફેલાવ્યો;
૧૨ રાજાઓ નાહસીને બિધા;
બાયડીઓએ જય જય કિધા. ૭

૧૩ તમે વારસો પામી જશો,
તારેજ ઘણા સુંદર થશો
૧૪ દેવે ભૂપોને હરાવ્યા;
હિમના સર્ખા દેશ હરાવ્યા. ૮

૧૫ બાશાન પર્વત મહિમાવાન્ છે;
બાશાન પર્વત કીર્ત્તિમાન્ છે.
૧૬ સાને પર્વતો ગર્વ કરશો!
આ પર્વતમાં ઈશ્વર ઠરશે. ૯

૧૭ જેવો હતો સિનાઈ માથે
વિશ હજારો દૂતો સાથે
૧૮ આકાશમાં તૂં ઉઠી ચહડ્યો;
તને જય જયકાર પણ પડ્યો. ૧૦

મનુષ્યમાં તો પુણ્ય છે તારૂં
પાપી મનુષ્યોને સારૂ.
૧૯ દેવને કૃપાદાયક માનો;
તેથી આવેછે સહુ દાનો. ૧૧

૨૦ તે તો છે મુક્તિ કરનારો;
દેછે મરણથી છુટકારો;
૨૧ અપરાધીને દુખાવશે;
અડિયલનેજ તે દબાવશે. ૧૨

૨૨ ઈશ્વર બોલ્યો પાછા પાડિશ;
લોકને સમુદ્રથી કાહાડિશ;
૨૩ તારા વૈરીઓ હરાશે;
કુત્રાંઓથી રક્ત પીવાશે. ૧૩

૨૪ તારાં કામો પ્રસિદ્ધ થયાં;
શુદ્ધસ્થાનમાં તારી દયા.
૨૫ ગીત ગાનારાં આગલ ગયાં;
વગાડનારાં પાછલ થયાં. ૧૪

૨૬ ઈશ્વરને સભામાં જાણો;
યાકોબસુત એને વખાણો;
૨૭ બન્યામીનના પુત્રો જુદા;
મંડલી સંગાથે યહુદા. ૧૫

આવો આધા સહુ સંતાનો;
દેવને ખરો રક્ષક માનો;
૨૮ હે પ્રભુ તું સામર્થ્ય કરજે;
એવી પૂરી કૃપા ભરજે. ૧૬

૨૯ રાજાઓ મંદિરે આવશે;
અને તને અર્પણ લાવશે;
૩૦ શ્વાપદોને તું હરાવજે
ભુંડા લોકોને દબાવજે. ૧૭

તેઓ મોટી નજર લાવશે;
જાલીમોને તું હરાવશે.
૩૧ વેગલા ભૂપો આવી પરશે;
પ્રભુને હાથ લાંબા કરશે. ૧૮

૩૨ સર્વ રાજ્યો દેવને ભજો;
એનાં સ્તોત્રો ગાઈ જજો.
૩૩ આકાશે તે બેશી રહેછે;
મોટા ઘાંટા કાઢીદેછે. ૧૯

૩૪ સમર્થ ઈશ્વરને વખાણો;
એની શ્રેષ્ઠતા પણ જાણો.
તેની શક્તિ છે આસ્માનમાં;
કૃપાવાન્ છે શુદ્ધસ્થાનમાં. ૨૦

૩૫ ઈશ્વર આપેછે સહુ શક્તિ;
કરજો તેની મોટી ભક્તિ.
(એનો ઊદ્ધાર; એની પ્રીતિ;
જાણો દુષ્ટનો ખોટી રીતિ.) ૨૧

---

## ગીત ૬૯. (L. M.)

ખ્રીસ્તના જે સતાવનાર
એમને મળ્યો પ્રતિકાર.

૧ હે મારા ઈશ્વર મને તાર;
પાણીઓ ચહડ્યાં બેસુમાર
૨ ને ભારે કિચડ ચહડેછે;
પાણીઓ ઊંડાં પડેછે. ૧

હું રેલામાં તાણેલો છું;
૩ રૂદનથી હું થાકેલો છું;
ગલાને તૃષ બહુ લાગેછે;
આંખોને પણ ઝાંક વાગેછે. ૨

હું સદા તારી વાટ જોનાર
૪ તેઓ કરેછે મફત ખ્વાર,
વાલ કર્તાં બહુ વધારેછે
ને જબર થઇ ધિક્કારેછે. ૩

५ તું જાણેછે મારૂં અજ્ઞાન;
ને કરેછે સહુ પાપનું ધ્યાન.
६ ઓ પ્રભુ જેઓ તારા ભક્ત,
તેઓ દબાશે નહીં હરવક્ત. ४

ને જેઓ શોધે ખરૂં જ્ઞાન;
તેઓથી ટાલજે અપમાન.
७ હું ઘણી નિંદા ખાઊંછું;
ને શર્મે હું ઢંકાઊંછું. ५

८ હું પારકા જેવો થયો છું;
પરદેશી જેવો રહ્યો છું;
९ મંદિરની આસ્થા જાગેછે;
ને ઘણી નિંદા લાગેછે. ६

१० ને મારો આત્મા રડી જાય,
તો પણ નિંદકો ચુપ ન થાય;
११ મેં શોક કરીને પેહેર્યું તાટ;
તેઓએ કર્યો ગભરાટ. ७

१२ ભાગલમાં તેઓ ભાંડેછે;
છાકટાઓ રાગ કાહાડેછે;
१३ પણ ઓ પ્રભુ હું તારો ભક્ત;
ને તને ભજીશ રાજી વક્ત. ८

તૂં કૃપા રાખી મારા પર;
ઊદ્ધારની મને ખબર કર
૧૪ ને કિચડમાંથી મને કાહાડ:
ને તેમાં મને ના ડુબાડ. ૯

૧૫ ને રેલામાં હું બુડિશ નહીં;
ને ખાડાઓમાં પડિશ નહીં;
૧૬ હે પ્રભુ મારી અર્જી માન;
કેમકે તૂં અપાર પ્રીતિવાન્. ૧૦

૧૭ ને મને ઘણો પ્રેમ દેખાડ;
ને તારૂં મોહોડું ન સંતાડ.
૧૮ તૂં દુઃખથી મને છુટકો લાવ;
ને તારણ કરી પાસે આવ. ૧૧

ને દુશમનોથી મને છોડ;
૧૯ તૂં મારૂં જાણે છે વખોડ;
મારી બેઆબ્રૂ તથા શર્મ
ને વૈરીઓનું પણ કુકર્મ. ૧૨

૨૦ હું થયો નિંદાથી દુઃખિત;
ને અંતઃકરણમાં રૂદિત;
કરૂણા કરનાર નહીં જડયો;
દિલાસો દેનાર નહીં પડયો. ૧૩

૨૧ તેઓએ દિધું પિત્ત ખાવવું:
ને દિધું સરકું પણ પીવવું;
૨૨ તેઓનું ભાણું થશે પાશ;
ને થશે શાંતિ સુખનો નાશ. ૧૪

૨૩ તેઓની આંખો ઝાંકી થાય;
તેઓની કમરો ધ્રુજવાય;
૨૪ તૂં રેડિશ તેઓ ઊપર ક્રોધ;
ને કરિશ તેઓ પર વિરોધ. ૧૫

૨૫ તેઓનો વાસો થશે વન;
ને તાં ન વસશે કોઇ જન;
૨૬ જે જનને તૂં નમાવેછે,
તેને તેઓ સતાવેછે. ૧૬

ને જેને તૂં ઘા મારેછે,
તેને તેઓ ધિક્કારેછે
૨૭ તેઓને લાગશે અવગુણ;
અને નહીં મળશે તારૂં પુણ્ય. ૧૭

૨૮ તૂં વહીથી ભુસડીને નામ,
ન આપિશ શુચિલોકનો ઠામ;
૨૯ મને તો લાચારી સંતાપ;
તૂં માપિશ તારણનો પ્રતાપ. ૧૮

૩૦ હું તને ભજી ગાઇશ ગાન;
ને કૃપા લિધે આપિશ માન.
૩૧ તે ગોધા ગૌથી સારી છે,
જેઓને શિંગને ખરી છે. ૧૯

૩૨ લીન જનો જોઈ હર્ખશે બહુ;
પ્રભુના શોધક જીવશે સહુ;
૩૩ ઈશ્વર ગરીબને તારેછે
ને કેદીને ઊગારેછે. ૨૦

૩૪ સાગર પૃથ્વી તથા આકાશ
દેખાડશે પ્રભુનો પ્રકાશ.
૩૫ અને સીઓનને મલશે મેહેર.
ને બંધાશે યહુદી શેહેર. ૨૧

ને તેઓ થશે તાં વસનાર;
હા; થશે તેના વતનદાર.
૩૬ ને સેવકોના સહુ સંતાન
ને તેનાં નામના પ્રીતિવાન્. ૨૨

---

ગીત ૭૦. (S. M.)

ધર્મીવિવેક રિપુનું કર્મ
પ્રભુનો પ્રેમ; પાપીની શર્મ.

૧ હે ઈશ્વર મને તાર;
  ને વેલો ઉપકાર કર;
૨ તો મારી પુઠે જે લાગનાર,
  તેઓને લાગશે ડર. ૧

મારો નાશ ચાહેછે,
  તેઓને મળે શર્મ;
૩ જે તિરસ્કારો કેહેછે,
  તે પામે જેવું કર્મ. ૨

૪ જે તને શોધી જાય,
  તે પામે બહુ કલ્યાણ;
ને મુક્તિ પર જે રાજી થાય
  તે તને દે વખાણ. ૩

૫ પણ હું ગરીબ લાચાર,
  તૂં વેલી મદદ લાવ;
તૂં મારે મોટો મદદગાર;
  તૂં તાકિદ કરી આવ. ૪

---

## ગીત ૭૧. (C. M.)

આમાં પ્રભુનો ઘરડો દાસ
કેહેછે પ્રભુનો વિશ્વાસ.

૧ હું માનું પ્રભુનો ઊપકાર;
  તૂં મને ન શર્માવ;
૨ તૂં પુણ્યની વડે મને તાર;
  ને મારો જીવ બચાવ. ૧

૩ તૂં મને થજે સ્થીર રેહેવાસ;
  હું તારી આગલ રહિશ;
તેં દિધી તારણની ફરમાસ;
  ને મને ઊગાર દઈશ. ૨

૪ તૂં મને દુર્જનોથી કાહાડ;
  ને ભુંડાથી ઊગાર;
૫ ઓ પ્રભુ તૂં છે મારી આડ;
  જુઆનીથી આધાર. ૩

૬ તેંજ મને સદા પાલ્યો છે;
  હું તારો છું રક્ષિત;
તેં જન્મથી સંભાલ્યો છે;-
  હું ગાઈશ તારાં ગીત. ૪

૭ હું ઘણાંઓને આશ્ચર્યવાન્;
  તૂંજ મારૂં શરણ છે;
૮ ને મારા મુખમાં તારૂં માન;
  ને સદા સ્મરણ છે. ૫

૯ ને આયુષ્ય મોટું થાયછે,
તારે તૂં મુકિશ નહીં;
ને મારૂં બલ ખઇજાયછે,
તો પણ તૂં ચૂકિશ નહીં. ૬

૧૦ વૈરીઓ મને ભાંડે છે;
ને દોષો મુકેછે;
મનસુબા કરવા માંડેછે;
ને નિંદા બકેછે. ૭

૧૧ કે દેવની કૃપા પડે નહીં;
તો તેને મારીનાંખ;
૧૨ ને તેને તારણ જડે નહીં;
હે ઈશ્વર કુશલ રાખ. ૮

ઉતાવલ આવી મને તાર
તો ઘણી શાંતિ થાય;
૧૩ તેઓને મલશે પ્રતિકાર
જે કરેછે અન્યાય. ૯

૧૪ હું આશા રાખિશ અખંડિતઃ
૧૫ ને સ્તુતિ કરતો રહિશ;
ને તારી મુક્તિ તથા પ્રીતઃ
ને તારા ગુણો કહિશ. ૧૦

૧૬ હું ઈશ્વર દેવની શક્તિએ
આગલ સધાઈછું.
ને કેવલ તારી ભક્તિએ
તને સંભાઈછું. ૧૧

૧૭ હું બાલપણાથી શિખ્યુંછું;
તારૂં પરિપૂર્ણ જ્ઞાન;
ને તારાં કામો લખ્યુંછું;
એ મોટા શક્તિમાન્. ૧૨

૧૮ ને ઘરડાપણું થઇ છતાં;
ને છતાં કાબરા વાલ;
તૂં મારાથી દૂર ન જતાં,
મને સદા સંભાલ. ૧૩

તો હું પોતાની પેહેડીને,
વખાણિશ તારૂં નામ;
૧૯ ને સર્વકાલ શિખાડીને,
દેખાડિશ તારાં કામ. ૧૪

૨૦ હે ઈશ્વર તારૂં સત્વ શ્રેષ્ઠ;
ને અતિશ્રેષ્ઠ છે પુણ્ય;
હે દેવ તૂં સર્વકર્તા ઇષ્ટ;
ને એવા તારા ગુણ. ૧૫

૨૧ તૂં મને શિક્ષા મારીને
જીવાડિશ મારો જાન;
ને મરણ સર્વ નિવારીને,
ઊઘાડિશ કબરસ્થાન. ૧૬

ને તૂં વધારિશ મારૂ ક્ષેમ;
ને કરિશ બહુ હર્ષિત;
૨૨ ને માની તારો ઘણો પ્રેમ,
હું ગાઈશ વિણાસહિત. ૧૭

ઇસ્રાયલના ઈશ્વર પવિત્ર,
હું ગાઊં તારાં ગીત,
૨૩ હોઠ તથા આત્મા કરી સ્તોત્ર,
હર્ષ પામશે અગણિત. ૧૮

૨૪ હું તારો કરૂંછું વિશ્વાસ,
તૂં પૂરો સત્‌ગુણવાન્
પણ જેઓ શોધે મારો નાશ,
તે પામશે અપમાન. ૧૯

---

ગીત ૭૨. (L. M.)

ખ્રીસ્ત સત્‌રાજને પ્રવર્ત્તાવશે;
તેને બહુ લોકો આવશે.

૧ પ્રભુ ભૂપને દે ન્યાયકરણ;
તેના પુત્રને પુણ્યધરણ;
૨ સહુને ખરો ન્યાય તે કરશે;
લીન લોકોને અદલ ભરશે. ૧

૩ પાહાડો લોકને શાંતિ દેશે;
ડુંગરોમાં નીતિ રેહેશે.
૪ લીન લોકોને તે ઊગારશે;
ને તેઓના દિકરા તારશે. ૨

માટે બદ્ધા જાલીમ તુટશે;
તારૂં નામ કદી ન ખુટશે;
૫ સૂર્ય ચંદ્રસર્ખું ચાલશે;
સર્વ વંશો તેને પાલશે. ૩

૬ લિલા ખડ પર મેઘો આવશે;
તેવાં ઘણાં દાનો ફાવશે;
૭ તેના ભક્તો વધતા જશે,
તાં સુધી કે ચાંદ ન થશે. ૪

૮ સમુદ્રથકી સમુદ્ર સુધી
નદથી જગત્ સીમભર બધી.
તે પોતાની પ્રજા સ્થાપશે
૯ અને રાનીઓ માન આપશે. ૫

તેના શત્રુઓ ધૂળ ખાશે;
૧૦ નજર તારશીશથી લવાશે:
સહુ બેટોના ભૂપો આવશે;
શેબા સેબા દાનો લાવશે. ૬

૧૧ બધા બાદશાહ નમી જશે;
સહુ લોક તેની પ્રજા થશે:
૧૨ તે ગરીબ જનોને તારશે;
અને લાચારને ઉગારશે. ૭

૧૩ દીન પર તેને દયા આવશે;
નમ્ર લોકને તે બચાવશે:
૧૪ કપટ જુલમથી ઊગારશે:
એમનું રક્ત તે ગણુ કારશે. ૮

૧૫ તેનું આયુષ્ય અમર થશે;
શેબા સોનું આપીજશે;
તેના હકમાં પ્રાર્થ કરાશે;
હરરોજ તેને ગીત ગવાશે. ૯

૧૬ અન્નની મુઠીભર વવાશે;
અને પર્વત પર ઊગવાશે.
લેબાનનના જેવું ફલશે;
શેહેરી ખડ જેવા મલશે. ૧૦

૧૭ તેને બહુ પ્રતાપ અપાશે;
સૂર્યને સમાન સ્થપાશે;
અને સહુ લોક સુખી રેહેશે;
એના અશીર્વાદો કેહેશે. ૧૧

૧૮ ઈશ્વર દેવ મુબારિક થાશે;
તેનાં ઘણાં કામ દેખાશે;
૧૯ તેનો મહિમા તો પ્રાપ્ત છે;
૨૦ દાઊદના પ્રાર્થો સમાપ્ત છે. ૧૨

---

એની બિજી રચના. ( C. M. )

૧ એ પ્રભુ રાજાનો સત્કાર,
ને સુતની નેકી માન;
૨ તે કરશે સહુને ન્યાયાચાર;
ને થાશે કૃપાવાન્. ૧

૩ ને ન્યાયની વડે ટેકરા પાહાડ,
સહુ દેશે સમાધાન
૪ તે થશે લીન જનોની આડ;
બચાવી સુત સંતાન. ૨

તે ભાગશે સર્વ બલાત્કાર;
૫ લોક તેને ડરે છે;
હા, સૂર્ય ચંદ્ર જ્યોતાકાર
જાં સુધી ફરે છે. ૩

૬ તે વર્શાદ જેવો ઊતરશે:
હા, ભૂંઇ પર વર્શાદ
૭ ને ન્યાયીઓને સુધારશે
ને દેશે આશીર્વાદ. ૪

૮ સમુદ્રથકી સમુદ્ર સુધી;
ને નદથી ભૂમિ સીમ;
તે પામશે સહુ કર્તાં વૃદ્ધિ
ને ચંદ્ર જેવો નિયમ. ૫

૯ રાનવાસી કરશે નમસ્કાર:
ને રિપુ ચાટશે ધૂલ;
૧૦ ને તાર્શિશ બેટોના સરદાર
ચઠાવશે દાન અમૂલ્ય. ૬

શેબા સેબાના રાજાઓ
દેશે દાન બેસુમાર;
૧૧ હા, સંધા રાજા પ્રજાઓ
થઇ જશે તાબેદાર. ૭

૧૨ તે રાંભલશે મનુષ્ય કંગાલ
ગરીબ તથા લાચાર;
૧૩ ને કરશે નબલાનો સંભાલ;
દરિદ્રીનો ઊગાર. ૮

૧૪ બલ કપટથી તે છોડશે જાન:
એવા સલામત થાય;
એઓનું લોહી કીમતવાન્;
૧૫ તે પોતે ટકી જાય. ૯

શેબાનું સોનું મળશે બહુ:
ને સદા તેને પાય,
મનુષ્યો અર્જ કરશે સહુ;
ને નિત્યે માની જાય. ૧૦

૧૬ મૂંહમાં અનાજ મુઠી ભર
પર્વતો પર મુકાય;
ને જેવા ઝાડ લેબાનન પર
તેવા બહુ પુષ્કલ થાય. ૧૧

શેહેરવસ્તિ વધશે અગણિત;
૧૭ ને સદા તેનું માન,
ટકશે જેમ સૂર્ય છે ખચીત;
તે સહુને દેશે દાન. ૧૨

ને સર્વ કરશે તેનું સેવ;
૧૮ માનજો પ્રભુનું નામ;
જે ઇસ્રાયલનો ખરો દેવ:
તે કરે અચરત કામ. ૧૩

૧૯ ને તેના મોટા ગુણ જણાય;
ને સર્વ દેશમાં પ્રાપ્ત;
સદા ને સર્વકાલ એમ થાય;
૨૦ દાઊદના પ્રાર્થ સમાપ્ત. ૧૪

---

## ગીત ૭૩. (૮. ૬.)

દુષ્ટોના સુખથી ડરે ત્રાસ
ઈશ્વરની પ્રીતિથી વિશ્વાસ.

૧ ઈસ્રાયલને પ્રભુ સારો,
શુદ્ધ લોકોની ગમ;
૨ છતાં મનુષ્ય પર વિચારો,
લાગ્યો મોટોજ ભ્રમ. ૧

૩ હું જોઈ મૂર્ખોની બરકત,
પામ્યો ભારે દુઃખ;
૪ મોત સુધી ન જડે હરકત;
તેમને દેહિક સુખ. ૨

૫ તેઓ શ્રમ કાંઈ નથી કરતા;
જેવા લોકો સર્વ
૬ ગલાઓમાં માલા પેહેરતા,
તેઓ પેહેરે ગર્વ. ૩

૭ તેઓ ઘણા દેંગા કરે;
લોભ કર્તાં સંસાર;
૮ ભ્રષ્ટ પતિત; બહુ જુલમ કરે;
એટલો અહંકાર. ૪

૯ તેઓ બહુ દુર્ભાષણ કરે
ઘણા ગપીઆ થાય;
૧૦ દેવના લોકો ત્યાં પણ ફરે;
પૂરાં પાણી પાય. ૫

૧૧ દેવને સર્વ ગ્નાન ન જડે;
એવડા સૂચેછે;
પ્રભુને કેમ માલૂમ પડે?
એવડુંજ પુછેછે. ૬

૧૨ રે રે એ અધર્મી જથા
વધતા છે ધનવાન્
૧૩ મેં તો દિલ શુદ્ધ કિધું વૃથા;
વૃથા હાથનું સ્નાન. ૭

૧૪ આખો દિવસ મલી શિક્ષા;
પીડાજ હર સવાર;
૧૫ એવી વાતે થાય પરીક્ષા;
સંતાન ગુનહગાર. ૮

૧૬ મેં બહુ ચિંતાતુર થઇને,
જોઇ એવી ચાલ;
૧૭ પછી શુદ્ધસ્થાન જઇને,
સમજ્યો એનો હાલ. ૯

૧૮ તૂં તો ચિકલમાં બેસાડી,
કરિશ તેમનો નાશ;
૧૯ અને પલકમાં ઊખાડી
પાડિશ છેક નિરાશ. ૧૦

ને તેઓને ધાકો લાગે;
મોત ભયંકર થાય;
૨૦ જેવો સુતો મનુષ્ય જાગે,
સ્વપણુંજ ઉડીજાય. ૧૧

તેવો તૂં જાગીને ભાગશે
એમનો મિથ્યાકાર;
૨૧ મને એવા ભુંડા લાગશે
એમના સમાચાર. ૧૨

૨૨ પશુ સર્ખો તારી સાથે,
હું તો બહુ નાદાન;
૨૩ અને તૂં પોતાને હાથે
ઝાલિશ મારો જાન. ૧૩

૨૪ તૂં જીવન ભર મારો બાપ છે,
પ્રીતિરૂપ હમેશ;
પછી જ્યાં સદા પ્રતાપ છે,
તૂંજ આપિશ પ્રવેશ. ૧૪

૨૫ આકાશમાં કોણ મને મલે,
તારો જે સમાન?
તારા વિના આકાશ તલે
એવો મેહેરબાન?. ૧૫

૨૬ મારૂં તન ને અંતઃકરણ
ખેદયુક્ત થાયછે;
ઈશ્વર મારા દિલનું શરણ
નિત્ય સંભરાયછે. ૧૬

૨૭ જે જે તૂંથી વેગલો હટે
તેનીજ હાનિ હોય;
જેનું આચરણ નહીં ઘટે,
તેઓ આત્મા ખોય. ૧૭

૨૮ પણ હું ઈશ્વરને મલીને
પામું બહુ ઊપકાર;
એનો સત્ વિશ્વાસ કરીને,
જાણું ચમત્કાર. ૧૯

---

## ગીત ૭૪. (6. 8.)

વિશ્વાસી દયા માગેછે;
શત્રુઓ પુઠે લાગેછે.

૧ ઈશ્વર તેં મને કેમ
કરેયો છે સદા ત્યાગ?
ને શુચિ લોક પર એમ
ક્રોધ બલે જેવી આગ?
૨ તું તારી સભાને સંભાર;
ને તારો પ્રથમ પરોપકાર. ૧

ને વતનનું રાજ્યકુલ
ને તેનું સત્કલ્યાણ;
જેઓનું આપી મૂળ
તેં સાધી કર્યું ત્રાણ.
૩ સીઓન કરાયું છે ઊજાડ;
એની પ્રતિષ્ઠા પાછી પાડ. ૨

૪ કેમ તેના શત્રુઓ
જય જયકાર કરેછે?
નેઓની ધ્વજાઓ
જય જયરૂપ ઠરેછે.
૫ જેણે સધાવ્યું તારૂં કામ,
તે અવલ પામ્યો મોટું નામ. ૩

૬ પણ એનાં સુંદર કામ.
સહુ કાપી લાખેછે;
૭ તારૂં પવિત્ર ધામ
અગ્નિમાં રાખેછે.
૮ તેઓએ એમ વિચાર્યાં છે
કે તારાં ઘર સંહારચાં છે. ૪

૯ હાલ નથી આગમ વાત;
ને નથી ચમત્કાર;
કોઇથી ન જણાત,
૧૦ કાં સુધી લાગે વાર?
કાં સુધી વૈરી કરે યુદ્ધ?
શું સદા ગાજે વાત વિરૂદ્ધ? ૫

૧૧ પોતાનો જમણો હાત
તૂં પાછો રાખે કેમ
સાધીને તારી વાત,
શત્રુનું ભાગે ક્ષેમ.
૧૨ અનાદિ ભૂપ સમર્થ અપાર
અને તૂં જગમાં છે તારનાર. ૬

૧૩ તેંજ ખોલી બહુ બલે
સમુદ્રમધ્યે રાહ:
ને પાણીઓ તલે

તેં માર્યો મોટો ગ્રાહ,
૧૪ લેવ્યાથનનું સીર તોડ્યુંતું
રાને લોકને ખવાડ્યુંતું. ૭

૧૫ તેં ખડક ફાડીને
નિકાલ્યું પુષ્કલ જલ;
ને સુકી પાડીને
નદીઓજ કરી સ્થલ.
૧૬ દિન તારો છે; ને તારી રાત;
ને તારો સૂર્ય, તારી જ્યોત. ૮

૧૭ તેં રચી ધરતીસીમ;
માટે સહુ તારાં છે;
ઊનાલો તથા હિમ;
એ તારા ધારા છે.
૧૮ પણ પ્રભુ વૈરીઓનો ખાર,
ને ઘણી નિંદાઓ સંભાર. ૯

૧૯ વિશ્વાસીઓના જાન
તૂં છેક ન મુકી દઈશ;
ને આત્મા ભક્તિવાન્
કદી ન વિસરી જઈશ;
૨૦ જે મનુષ્યોમાં અંધકાર,
તેઓ નિર્દય કામ કરનાર. ૧૦

એમાટે શુદ્ધ વચન
હેતે કરીને માન;
૨૧ જેઓને શંકડાં મન
તેઓને મલે લાણ.
ને તેઓ કરે તારી યાદ.
૨૨ ઓ પ્રભુ કર પોતાનો વાદ. ૧૧

તૂં મૂર્ખોને સંભાર,
જે કરે વાત પતિત;
૨૩ શત્રુનો શબ્દ વિચાર,
એઓ તો બહુ વિપરીત;
જે તારી સામા લડેછે
તેઓનું હુલ્લડ ચહડેછે. ૧૨

---

## ગીત ૭૫ (૭.)

પરમેશ્વરનો આભાર;
વૈરીઓનો પ્રતિકાર.

૧ દેવનો માનિયે ઊપકાર;
બહુ ઊપકારી તેનાં કામ;
કાંજે તેના ચમત્કાર
પાસે કરશે તેનું નામ. ૧

૨ લોકો મને આધીન થાય;
તારે ખરો ન્યાય હું દઈશ;
૩ જગત વસ્તિ ગલીજાય;
પણ હું તેનું સ્થાપન થઈશ. ૨

૪ મૂર્ખને મેં જણાવ્યો છે
છોડવો હઠિલો સ્વભાવ;
ગર્વીને ફર્માવ્યો છે,
તારૂં શિંગડું ન ઊઠાવ. ૩

૫ તૂં તો શિંગ ઊઠાવશે નહીં;
વાત ન કરશે ગર્વથી
૬ વૃદ્ધિ તને પ્રાવશે નહીં,
દક્ષિણ પશ્ચિમ પૂર્વથી. ૪

૭ પ્રભુ પોતે તે સરકાર
ઊંચું નીચું પાડે છે;
૮ જેઓ કરે દુરાચાર
તેમને ક્રોધ પિવાડે છે. ૫

૯ હમે કરિએ સર્વકાલ
આપણા પ્રભુની વખાણ;
૧૦ દુષ્ટને ઘણો પાજી હાલ;
શ્રેષ્ટો પામશે સત્‌કલ્યાણ.

## ગીત ૭૬. ( 7. 6. )

આમાં પ્રભુનો બોધ છે:
મનુષ્યનો અમથો ક્રોધ છે.

૧ યહુદામાં દેવ માલૂમ;
યાકોબે તેનું નામ;
૨ પવિત્ર જગ્યા સાલેમ;
ને સીઓન શુચિ ઠામ. ૧

૩ તેં ભાગ્યાં એ ઠેકાણે
તથા તલવાર કમાન:
૪ તો લોકો તને જાણે,
ઊત્તમ શ્રેષ્ઠ મહિમાન્ ૨

૫ ને શૂરા નામર્દ થયા;
ને લાગી નિદ્રા ઘોર;
બલવંતો ઘબરી ગયા;
ન પામ્યા બ્હૈ જોર. ૩

૬ તારી ધમકી શાંભલીને,
રથ ઘોડા છે હેરાન;
એવો જય જય સાધીને,
તે એકલો શક્તિવાન્. ૪

૭ તારો ક્રોધ ચહડી જાગે
કોણ તને આડો થાય ?
૮ સહુ લોકને ધાસ્તિ લાગે
તૂં સાધી કરશે ન્યાય. ૫

૯ દેવ ખરા ભક્તો જાણશે;
ને તારો કરશે શોધ;
૧૦ ક્રોધ પણ તને વખાણશે;
મટાડશે બાકી ક્રોધ. ૬

૧૧ તો તમે માનતા કરો;
ને તેને લાવો દાન;
૧૨ સરદારો તેથી ડરો;
ને તેને ન્યાયી માન. ૭

---

## ગીત ૭૭. (C. M.)

આ ગીતમાં પ્રભુની યાદ
એની આગલ પ્રાર્થકવાદ.

૧ મેં પ્રભુ દેવને કર્યો શાદ;
મેં કિધું તેનું ધ્યાન.
૨ ને તેણે કર્યો બહુ પ્રસાદ;
ને મને ધર્યો કાન. ૧

મેં જોઇને પ્રભુની વાટ,
ને રડ્યો આખી રાત;
૩ પણ મને લાગ્યો બહુ ગભરાટ;
હું કંઇ ન પામ્યો શાંત. ૨

મેં શોકે કાઢીને નિશ્વાસ,
કરયું પ્રભુનું ધ્યાન;
૪ ને થયું મારૂં દિલ ઊદાસ;
પણ રહ્યો સાવધાન. ૩

હું શોકે બોલવાને અશક્ત;
પણ રહ્યો સાવચિત્ત;
૫ ને મેં વિચારયો પ્રાચીન વક્ત
ને રાત્રે મારૂં ગીત. ૪

૬ અને પોતાના મન જોડે,
મારાથી વાતો થઈ;
૭ શું ઈશ્વર આપણને છોડે?
શું તેની કૃપા ગઈ? ૫

૮ શું ઈશ્વર મેહેર મુકેછે?
શું લેખો ટલેછે?
૯ શું તે હેત કરી મુકેછે?
શું ક્રોધજ મલેછે? ૬

૧૦ એવી તો ફકત મિથ્યા વાત;
પરાત્પર સામર્થ્યવાન્
૧૧ ને જબર તેનો જમણો હાત
હું કરૂં તેનું ધ્યાન. ૭

૧૨ ને કરિશ ઈશ્વરનો વિચાર;
ને એનાં પ્રાચીન કામ;
૧૩ ઘણો જોવાડિશ વિગતવાર
એનો પવિત્ર ઠામ. ૮

૧૪ સાચા પ્રભુને કોણ સમાન?
તું ચમત્કારક છે
૧૫ અને લોકોમાં સામર્થ્યવાન્
તેઓનો તારક છે. ૯

૧૬ ને તને ડર્યાં પાણીઓ;
મેઘોની અંધી થઇ;
૧૭ આકાશે પાડી વાણીઓ;
ને ઘણી બરછી ગઇ. ૧૦

૧૮ ને ગગન મધ્યે વિજલીઓ;
ને મોટો ગડગડાટ;
ને ધરતીની બહુ ધ્રુજણીઓ;
જલમય તારી વાટ. ૧૧

૧૯ સમુદ્રમધ્યે તારી ચાલ;
જ્યાં નથી પથ પ્રત્યક્ષ;
૨૦ તેં મુસા કર્યો રખેવાલ:
ને આહરન અધ્યક્ષ. ૧૨

---

## ગીત ૭૮. (L. M.)

યહુદીઓનો અરણ્યવાસ;
ને પછી રાજ્ય, એજ ઇતિહાસ.

૧ રે મારા લોકો શિખો જ્ઞાન;
ને મારી વાતને ધરો કાન;
૨ હું મુખ ઊઘાડી કહિશ વૃત્તાંત;
૩ ને કરિશ પ્રાચીનજ દૃષ્ટાંત; ૧

૪ અને ભુલાવશું નહીં સંતાન;
જણાવશું પ્રભુ દેવનું માન;
ને તેના ચમત્કાર ચરિત્ર;
૫ ઇસ્રાયલમાં નિયમ પવિત્ર. ૨

ને કિધી વૃદ્ધોને ફર્માસ;
ફેલાવવો વંશમાં ઇતિહાસ
૬ કે આવતી પેડીને જણાય;
અને સંતાનો વાકિફ થાય. ૩

૭ કે તેઓ કરે દેવની પ્રીત;
ને કરે તેની આજ્ઞા સ્મૃત;
૮ બાપોના જેવા ઠરે નહીં;
ને દેવ પર દંગો કરે નહી. ૪

કે તેમનાં હૃદય થાય સતાર્થ;
ને દેવની ભણી મન ધટાર્થ;
૯ એફ્રાયમ રાખી તીર કમાન,
રિપુથી નાહાઠા બહુ હેરાન. ૫

૧૦ ને તોડ્યો ઈશ્વરનો કરાર;
ને કિધો આજ્ઞાનો નકાર;
૧૧ ને ભૂલ્યું તેનું મોટું નામ;
૧૨ ને મિસરમાંનું અચરત કામ. ૬

૧૩ ને તેણે ભાંગ્યું મિસરીજલ;
તે ઊભું થયું સ્થાવરસ્થલ;
૧૪ દિવસે વાદલી, આગલ ગઈ;
ને રાત્રે અગ્નિરૂપી થઈ. ૭

૧૫ ને તેણે ફાડી ભૂમિ પાણ
ઊઘાડ્યું પાણીનું ઊંડાણ.
૧૬ ને ખડકમાંથી નિકલ્યું જલ;
ને થયો જેવો નદ પુષ્કલ. ૮

૧૭ રાનમાં પ્રભુ પર કરી દાહાજ;
૧૮ ને લોભ કરીને માગ્યું ખાજ;
૧૯ ને બક્યા અહીં છે ઊજડવન;
તો પ્રભુ કાંથી આપે અન્ન? ૯

૨૦ નદીથી પીધું અરણ્યવાસ;
પણ કાંથી મલે રોટી માંસ?
૨૧ તારે પ્રભુએ ધર્યો કાન;
ને થયો બહુ કોપાયમાન. ૧૦

૨૨ તેઓએ ભૂલીને આભાર;
ન માન્યો ઈશ્વરનો ઊદ્ધાર.
૨૩ પણ તેણે ખોલ્યું મેઘસ્થાન;
૨૪ ને ઊપરથી વર્ષાવ્યું માન્ન. ૧૧

૨૫ વાદલાઓથી મલ્યું ધાન;
જે દાણા થયા તે દૂતવાન્.
૨૬ પૂર્વનો વાયુ ચહડાવ્યોતો.
દક્ષિણનો પણ ચલાવ્યોતો. ૧૨

૨૭ વર્ષાવ્યાં પક્ષી બેશુમાર;
કીનારે રેતને અનુસાર.
૨૮ ને પડ્યા છાવણી આસ્પાસ;
અને તેઓના રેહેવાસ. ૧૩

૨૯ ને તેઓ ખાઈ થયા તૃપ્ત;
મનોરથ થઈ ગયા સમાપ્ત.
૩૦ પણ કરી રહ્યા નહીં સુખભોગ;
૩૧ માટે પ્રભુએ માર્યો રોગ. ૧૪

ને મર્યા પુરૂષ પેહેલવાન્;
ને ઈસ્રાયલના શક્તિમાન્
૩૨ તો પણ તેઓને વધ્યાં પાપ:
પ્રભુનો માન્યો નહીં પ્રતાપ. ૧૫

૩૩ તેઓની ઊમર વીતી વ્યર્થ;
તેઓનાં વર્ષો પણ અનર્થ;
૩૪ દુઃખે તેઓએ કર્યો શોધ,
માગ્યો પરાત્પરનો પ્રબોધ. ૧૬

૩૫ તેવારે કર્યું એનું સ્મરણ;
કે એ હમારૂં ખરૂં શરણ
૩૬ ને મોહોડે કરી ખુસામત
ને દેવને કર્યાં જુઠાં મત. ૧૭

૩૭ તેઓનાં દિલમાં હતા વાંક
ને અંતઃકરણ નહતાં પાક.
૩૮ તોયે પણ તેણે કરી માફ;
અને જગાડ્યો નહીં ઇનસાફ. ૧૮

૩૯ તે જાણતો હતો એઓ માંસ
ને જતા રેહતા શ્વાસોશ્વાસ.
૪૦ પ્રભુને ચિડીડ્યો વારેવાર;
ન માન્યો અરણ્યમાં ઊપકાર. ૧૯

૪૧ ને મુકી દેવની અપેક્ષા,
મહાશુદ્ધની કરી પરીક્ષા;
૪૨ ન માન્યો ઈશ્વરનો ઊપકાર.
ન માન્યો એનો પણ ઊદ્ધાર. ૨૦

૪૩ ને એના ચમત્કાર જે વક્ત;
૪૪ મિસરનો નદ બનાવ્યો રક્ત
૪૫ ને માખીઓની ઘણી જાત;
ને દેડકાઓએ કર્યો ઘાત. ૨૧

૪૬ કામલાં ટીડે ખાધા રોપ;
૪૭ કરાંએ કર્યો ફલનો લોપ;
૪૮ કરાંએ મારી ઢોરની જાત;
વિજલીએ કર્યો ટોલા ઘાત. ૨૨

૪૯ ને લોકો પર ભરીને ક્રોધ,
તેઓમાં મોકલ્યો કુબોધ;
૫૦ ને લાગ્યો ઘણો કોપનો યોગ;
ને જીવને થયો મરણનો રોગ. ૨૩

૫૧ મિસરના પ્રથમ સહુ સંતાન;
હામની વસ્તિના પેહેલવાન;
૫૨ પણ ઢોરને ભરવાડ કરે ક્ષેમ;
પ્રભુ શુદ્ધ લોકને દોરે તેમ. ૨૪

૫૩ તેઓને દોર્યા છેક નિર્ભય;
ને કર્યો વેરીઓનો ક્ષય;
૫૪ ચલાવ્યા જ્યાં છે શુદ્ધસ્થાન;
ને સીઓન પર્વત કીર્ત્તિમાન્. ૨૫

૫૫ પરલોકોને નિકાલીને,
ને વતન માપી આલીને;
ઈસ્રાયલ થયા વતનદાર;
૫૬ પણ તેઓ થયા ગુનહગાર. ૨૬

અને તોડીને દેવનો નેમ,
પોતાનો માન્યો ભુંડો વેહેમ;
૫૭ ને જેમ પોતાના વડિલા,
તેમ તેઓ ઠર્યા હઠિલા. ૨૭

૫૮ ઊંચી વેદીઓ ચહડ્યાથી,
ને મૂર્ત્તિઓને ઘડ્યાથી;
૫૯ પ્રભુએ શાંભલી કર્યો ક્રોધ;
ને ઈસ્રાયલનો બહુ વિરોધ. ૨૮

૬૦ ને સિલોહમધ્યે એનું ધામ:
પ્રભુએ તજ્યો એ પણ ઠામ;
૬૧ ને તેમને મુકી દિધા બહુ;
તેઓએ જુલમ ખાધો સહુ. ૨૯

૬૨ ને પડી તેઓ પર તલવાર;
ને પ્રભુતણો ક્રોધનો ભાર;
૬૩ મર્દોએ અગ્નિપીડા સહી;
કન્યાઓ અણપણેલી રહી. ૩૦

૬૪ ને વહ્યું યાજકોનું રક્ત.
વિધવાઓ છુપી રહી તે વક્ત
૬૫ ને ઈશ્વર જાગ્યો સાવધાન;
જેવો છે તાજો પેહેલવાન્. ૩૧

૬૬ ને વૈરીઓનો કર્યો જય;
ને નાંખ્યાં અપમાન ને ભય.
૬૭ ન કર્યો યુસફનો કરાર;
નથી એફ્રાયમનો ઇકરાર. ૩૨

૬૮ કર્યો યહુદાનેજ પસંદ;
ને કિધો સીઓનમાં આનંદ;
૬૯ ને બાંધ્યું મેહેલરૂપ મંદિર;
હા, પૃથ્વીના જેવું તે સ્થીર. ૩૩

૭૦ ને પસંદ કર્યો દાઊદ ભક્ત;
તે હતો ગેટાંચારતાં સુક્ત;
૭૧ કે મુકી ગેટાંપાલનું કાજ,
તે કરે ઈસ્રાયલનું રાજ. ૩૪

૭૨ એમ તેણે સાધ્યું સકલથી;
હાથસહિત મોઠી અકલથી.
(યહુદીઓનો અરણ્યવાસ;
ને પાછલું રાજ--એ ઇતિહાસ.) ૩૫

---

## ગીત ૭૯. (૪.)

પરદેશી પુઠે લાગેછે,
ને દેવનો ગજબ જાગેછે.

૧ હે દેવ પરવંશ કરી પ્રવેશ,
હરાવી લેછે તારો દેશ;
ને લોકનો કરેછે સંહાર;
૨ ને પક્ષી પશુઓ આસપાસ,
ખાયછે સેવકોનું માંસ;
૩ ને લોહી રેડેછે અપાર. ૧

કોઈ ન દાટે તારા ભક્ત;
ને પાણી સર્ખું પડે રક્ત,
૪ ને લાગ્યું ભારે અપમાન;

ને તિરસ્કાર, ને ઉપહાસ.
પરવંશો ભમેછે આસપાસ;
કાહાડેછે મોટા અભિમાન. ૨

૫ હે પ્રભુ બલશે ક્રોધ હમેશ?
ને કાં લગી લાગે આવેશ?
શું અગ્નિ સર્ખો બલે દાહાજ?
૬ જે લોકે શોધ્યું નથી જ્ઞાન,
તું ઠરિશ એઓ પર કોપવાન
તને ન ભજતાં એવાં રાજ. ૩

૭ યાકોબને તેઓ ફાડેછે;
ને વાસા હેઠે પાડેછે;
૮ તું આગલાં પાપો ન સંભાર.
પણ માફી હમને દેખાડ;
૯ ને સંકટ તથા શોકથી કાહાડ;
ઓ દેવ તું હમને ઉગાર. ૪

ને પ્રગટ કર પોતાની પ્રીત;
ને કર અપરાધનું પ્રાયશ્ચિત્ત.
૧૦ પરવંશ કેમ બકે પ્રભુ નહીં?
તેમને જણાશે તારા ગુણ;
ને જોઈ સેવકનું ખુણ,
તેનો તું માગિશ બદલો સહી. ૫

૧૧ ને જેઓ હોયછે લીન લોક,
તૂં માન્યા કર તેઓનો શોક,
ઓ સર્વ કર્તાં સામર્થ્યવાન્
જેઓને જોખમ પડેછે.
ને પાપિષ્ટ લોકો નડેછે;
તો તૂં ઊગાર તેઓનો જાન. ૬

૧૨ ને લોકો બોલિ મત વિરૂદ્ધ;
પણ તૂં ન્યાય કરિશ પરિશુદ્ધ;
ને પ્રતિકારે વાલિશ ચાલ;
૧૩ ને હમે તારા પૂરા ભક્ત,
તને વર્ણાવિશું હરવક્ત;
ને સ્તોત્ર ગાઇયે સર્વકાલ. ૭

---

## ગીત ૮૦. (L. M.)

દ્રાક્ષનો વેલો, એ ઊદાહરણ;
જાણો જુલમ તથા તારણ.

૧ રે ઇસ્રાયલના સંભાલક,
ટોલારૂપ યુસફના પાલક,
કરૂબીમથી તૂં ચમકાવજે
૨ શક્તિ સભામાં ચહડાવજે. ૧

૩ દયા રાખી હમને તારજે;
મુખ પ્રકાશીને સુધારજે;
તારે હમે બચ્ચા તરીયે;
માટે હમે પ્રાર્થના કરીયે. ૨

૪ પણ ક્યાં સુધી હે પરાત્પર,
પડે કોપ હમારી વાત પર!
૫ તારા લોકો રૂદન ખાશે!
ને તૂં કેટલા આંશુ પાશે! ૩

૬ શું પડોસી હમને ભાંડશે?
શત્રુ હાંસી કરવા માંડશે?
૭ ઓ પરાત્પર હમને તારજે;
મુખ પ્રકાશીને સુધારજે. ૪

૮ મિસરમાંથી તૂં દ્રાક્ષ લાવ્યો;
પરવંશ કાઢીને રોપાવ્યો;
૯ તેની જગ્યા તેં સમારી
દેશ ભરી એની જડ મારી. ૫

૧૦ ડુંગર પામ્યા તેની છાયા;
ડાંખરાં સુંદર બહુ દેખાયાં;
૧૧ ને સમુદ્રને પોંચી ડાલો;
ને મહાનદને તેના પાલો. ૬

૧૨ તેના વાડા તેં કાં ફોડ્યા?
વાટસરૂએ તેને તોડ્યા.
વનથી સૂવર તેને ફાડે;
૧૩ જંગલી પશુ તેને પાડે. ૭

૧૪ હે સર્વેશ્વર ફરી આવજે;
દ્રાક્ષને જોઈને બચાવજે;
૧૫ તારા હાથે રોપી દિધો.
તારેજ સારૂ કાયમ કિધો. ૮

૧૬ આગે બલ્યો; કપાઈગયો;
તારા કોપથી વિનાશ થયો;
૧૭ મનુષ્ય પુત જે જમણે હાથે,
તેને રાખ્ય પોતાની સાથે. ૯

૧૮ હમે તનેજ છેક ન તજીયે;
તૂં જીવાડ; તો તને ભજીયે;
૧૯ ઓ પરાત્પર હમને તારજે;
મુખ પ્રકાશીને સુધારજે. ૧૦

---

એની બિજી રચના. (8. 6.)

૧ ઓ યાકોબના પ્રભુ અધ્યક્ષ;
દૂત કડે તારો વાસ;
અજવાલું દે આસપાસ.

૨ પવિત્ર મંડલીઓ પ્રત્યક્ષ;
૩ તૂં શક્તિ કરી હમને રક્ષ;
૪ ને હમને દે વિશ્વાસ;
તો મલે તારણ; ટલે ત્રાસ. ૧

૫ તેઓ ખાઇને આંશુઓ,
પામેછે ઘણી પ્યાસ;
ને પિયેછે નિશ્વાસ;
૬ ને ભાડણથી પેડાસીઓ;
કાહાડેછે ઘણી હાંસીઓ,
૭ તૂં હમને દે વિશ્વાસ;
તો મલે તારણ; ટલે ત્રાસ. ૨

૮ તૂં મિસરથી દ્રાક્ષ લાવીને,
ને કાઢી જુદાં કુલ,
બેસાડ્યું તેનું મૂલ;
૯ ને ભૂંઇ બહુ ખેડાવીને,
ને ડાલીઓ રખાવીને,
ખિલ્યાં સુગંધી ફુલ;
ને દેશ ભરીને થયું સ્થલ. ૩

૧૦ પરછાયે ઢાંક્યા ઘણા પાહાડ;
જેવો છે વૃક્ષ વિશાલ;
તેવા તો ખિલ્યા પાલ;

૧૧ સમુદ્ર કાંઠો એનો પાર;
ને મહાનદ લગણ વિસ્તાર;
૧૨ એવું વધ્યું; પણ હાલ
વાટસરૂ તોડે એની ડાલ. ૪

૧૩ સૂવરો આવી કરે નાશ;
સર્વેશ્વર ફરી આવ;
એવો હમારો ભાવ;
૧૪ તારું સુખાસન છે આકાશ;
નહીં કાઢી હમને નિરાશ
૧૫ તારો વેલો બચાવ;
ને ક્ષેમે દ્રાક્ષવાડી રખાવ. ૫

૧૬ તૂંથી વવાયલો એ રોપ;
અગ્નિમાં બલે હાલ;
શત્રુઓ કાપે ડાલ;
તને ચહડાયો મોટો કોપ;
ને હમને વિશ્વાસનો લોપ;
૧૭ તૂં મનુષ્યપુતને પાલ;
ને જમણે હાથે સંભાલ. ૬

૧૮ તૂં એવો સાધિશ અભિપ્રાય;
તો હમ નહીં ફરિશું;
શુદ્ધ સેવા કરિશું;

૧૯ હમારા આત્માઓ રીજાય;
ને દયા તથા પ્રેમ દેખાય;
હમ સંધાજ તરિશું;
ક્ષેમ કુશલ ભોગવી ઠરિશું. ૭

---

## ગીત ૮૧. (8. 7.)

આમાં પ્રભુનું વખાણ છે;
શુચિ લોકો પર કલ્યાણ છે.

૧ પ્રભુ દેવને વાણી કાહાડો;
ગીતે કાહાડો ખુસાવાજ;
૨ વિણા વાંસલીઓ વગાડો;
૩ અને ભજન કરજો આજ. ૧

૪ દેવે કિધો એવો કાયદો;
દેશનો આપીને પ્રવેશ;
૫ ને ઠરાવ્યો એવો વાયદો,
જારે મુક્યો મિસરદેશ. ૨

૬ મેં તો શાંભલી જુદી બોલી;
તેના ખાંધથી છોડ્યો ભાર;
૭ એની બંદગી મેં ખોલી;
કર્યો સંકટથી ઊદ્ધાર. ૩

ગર્જસ્થાનથી આવ્યું ઊત્તર;
તેમનો કર્યો તેં તપાસ;
૮ શાંભળો મારા લોક પવિત્ર;
કરો સાહેદીનો વિશ્વાસ. ૪

૯ તને થવા નહીં પરદેવો;
કરો એકનો નમસ્કાર;
૧૦ ઈશ્વર હું છું; મનેજ સેવો;
મિસરથી છોડી લાવનાર. ૫

અર્જી કરો મોહો ઊઘાડી,
તો હું દયા ભરી દઈશ;
૧૧ લોકે મને નકાર પાડી,
કહ્યું તને છેક ન લઇશ. ૬

૧૨ અને તેના છંદને રસ્તે,
આજ્ઞાઓથી છુટેલા;
ને પોતાને બંદોબસ્તે,
તેઓ ચાલ્યા હઠિલા. ૭

૧૩ ઓહો લોકો મને આવત,
પૂરી માનત મારી વાત,
૧૪ તો હું વૈરીને હરાવત;
તેને મારત મારો હાત. ૮

૧૫ દ્વેષીને હું આધીન પાડત;
નિત્યે ટકત એમની યાદ;
૧૬ તેમને ઊત્તમ ઘૌં ખવડાવત;
આપત ચોખ્ખા મદનો સ્વાદ. ૯

---

## ગીત ૮૨. (૭.)

ઈશ્વર કરેછે ઇનસાફ;
તેને મનુષ્યો ખિલાફ.

૧ સુબાઓની સભા થાય;
તારે દેવ કરે ઇનસાફ;
૨ શાને કરશો ખોટો ન્યાય?
ભુડાઓને કરશો માફ? ૧

૩ કરો નબલા રંકનો વાદ;
તારો ડુબતાં જન લાચાર
૪ કરો નમ્ર અનાથની યાદ;
ટાલી નાંખો બલાત્કાર. ૨

૫ તેમને ગમતું નથી જ્ઞાન;
અંધકારમાં ચાલેછે;
અને દેશના સહુ સંસ્થાન,
બહુ ગભરાઇ હાલેછે. ૩

૬ તમે દેવરૂપ ઠરોછો;
હા, પરાત્પરનાં સંતાન;
૭ તો પણ વેલા મરોછો;
સરદારોના એવા જાન. ૪

૮ ઓ દેવ ઊઠી સામર્થ્ય કર:
કર સહુ મુલકની સરકાર;
કેમકે સર્વ દેશો ભર,
ફેલશે તારો અધિકાર. ૫

---

ગીત ૮૩. ( 6. )

વૈરી બહુ કરે પ્યાર
દેવ કરે પ્રતિકાર.

૧ હે દેવ તૂં ચૂપ ન ઠર;
ને છાનું ચેન ન ધર;
અને નિશબ્દ ન રેહે;
વૈરીઓનું ન સેહે. ૧

૨ તેઓ તો લડેછે;
ને માથા ચહડેછે;
૩ કરેછે બહુ વિરોધ;
ને પરસ્પર સંબોધ. ૨

જે તારા લોકો ખાસ,
તેઓનો શોધે નાશ;
૪ તેઓનું જ હરિશું;
ને રાજ બંદ કરિશું. ૩

ઇસ્રાયલ જતો રેહે,
એમ તેઓ ફરી કેહે;
૫ મંડલીમાં ભલેછે;
જથામાંય મલેછે. ૪

૬ ઇદમ ને ઇસ્માયલ;
મોઆબ હાગર ગેબાલ;
૭ આમન પલસ્ત ને તૂર;
૮ એ સંગાથે આસૂર. ૫

લોટના સર્વ સંતાન;
૯ જેમ હાર્યા મિદિયાન,
ને કિશાન નદની પાસ,
૧૦ શિહોન યાબિનનો નાશ. ૬

૧૧ ઓરેબ જેબનો સંહાર,
તેમ કરજે પ્રતિકાર;
જીબા જલમનાં રૂપ
થશે તેઓના ભૂપ. ૭

૧૨ તેઓ મન કરે સ્થીર,
લુટિયે દેવમંદિર;
૧૩ આંધિયે ધૂળ ચહડાય;
તુફાને ખડ ઉડાય. ૮

૧૪ ને બળે વનનાં જાડ;
ભડકો ચમકાવે પાહાડ;
૧૫ તૂં એવો કોપ ચઢાવ;
તેઓને બિહીવડાવ. ૯

૧૬ ને ખરી શર્મ તૂં આપ;
ને ખરો પશ્ચાત્તાપ;
કે તેઓ ગભરી જાય;
ને ઘણા વ્યાકુલ થાય. ૧૦

૧૭ તેઓને લાગશે ભય;
ને તેઓ પામશે ક્ષય;
૧૮ મનુષ્યો જાણે આમ.
યહોવા તારૂં નામ. ૧૧

ને આખી પૃથ્વી ભર
તૂં એકલો પરાત્પર.
(ને તજી ખોટા દેવ.
કરશે પ્રભુજનું સેવ.) ૧૨

---

## ગીત ૮૪. ( L. M. )

દેવનું મંદિર ઘણું ઇષ્ટ;
ને તેની કૃપા ઘણી શ્રેષ્ઠ.

૧ મારા પરાત્પર સર્વેશ્વર;
કેવું રૂપાળું તારૂં ઘર ;
૨ ઇચ્છીને તારૂં શુદ્ધસ્થાન.
હું તારો ઘણો આશાવાન્. ૧

૩ ચીરીઓ જેવા પામ્યા ઘર,
ને નિવલીઓને મલ્યા દર;
એવી પણ તારી વેદી છે ;
તૂં પ્રભુ આશીર્વાદી છે. ૨

૪ જે લોકો જશે તારે ઘેર,
તે માનશે તારી ઘણી મેહેર ;
૫ જે તને પામે સામર્થ્યવાન્
તે મનુષ્યોને બહુ વરદાન. ૩

૬ તેઓને ખરા માર્ગની જાણ ;
ને હુતાં રૂદનનું નિચાણ ;
પણ તેમાં પાણી ઝરેછે;
મેઘો તલાવને ભરેછે. ૪

૭ તે વધતે બલે જાયછે;
શીઓનમાં હાજર થાયછે;
૮ પરાત્પર શાંભલ મારો શાદ;
ને મારી પ્રાર્થનાનો વાદ. ૫

૯ ઓ પ્રભુ દેખ હમારી ઢાલ;
ને ખ્રીસ્તને મુખે નજર વાલ,
૧૦ મંદિરમાં એકજ દિવસ ઇષ્ટ;
હજારો કર્તાં ઘણો શ્રેષ્ટ. ૬

ને મારે વંશાવું પાપસ્થાન,
તે કર્તાં મંદિરનો દરવાન.
૧૧ દેવ ઈશ્વર સૂર્ય તથા ઢાલ;
તે દેશે પ્રેમ તથા જલાલ. ૭

ને જેઓ માને એની જાણ,
તેઓથી રોકશે નહીં કલ્યાણ.
૧૨ ઓ ઈશ્વર તારો સત્ પ્રસાદ
તે કેવો મોટો આશીર્વાદ. ૮

---

એની બિજી રચના. (6. 4.)

૧ હે ઈશ્વર સર્વ ધર,
સુંદર છે તારૂં ઘર;
પ્રીય હમેશ;

૨ મારૂં દિલ જાગેછે;
બહુ ઇચ્છા લાગેછે;
હૃદય પણ માગેછે
તારો પ્રવેશ. ૧

૩ ચીરીઓ માગે ઘર;
સહુ પક્ષી ચાહે દર;
પિલાનો ઠામ;
૪ એમજ દેવ શક્તિમાન્
તારા સહુ ભક્તિવાન્
ઇચ્છેછે શુદ્ધસ્થાન;
સભાનું ધામ. ૨

૫ જે તારા ઘરમાં રેહે,
તે તારી સ્તુતિ કેહે
તેને વરદાન.
૬ રૂદનને માર્ગે જાય,
તારે સરોવર થાય;
તળાવો બહુ ભરાય;
થાય સમાધાન. ૩

૭ એવા સધાવીને,
સીઓનમાં આવીને,
થશે હર્ષિત;

૮ ઓ પ્રભુ સામર્થ્યવાન્,
પ્રાર્થના પ્રેમે માન;
ઓ દેવ તૂં ધરી કાન;
સાંભરજે પ્રીત. ૪

૯ દેવ તૂં હમારી ઢાલ;
જે અભિષિક્ત ભૂપાલ,
તેને વિચાર;
૧૦ જોં તારો સંગ મિલાપ;
તાં તૂં એક દિવસ આપ;
પણ હજાર સહિતપાપ;
એથી ઉગાર. ૫

દેવ સાથે મલીને,
મંદિરમાં ભલીને,
થાઊં દરવાન,
૧૧ દેવમાં અજવાલું છે;
તે મહા કૃપાલુ છે;
ને બહુજ દયાલુ છે:
પામિશ બહુદાન. ૬

જે જનો સિદ્ધ ચાલે,
તેઓને દેવ આલે,
સર્વકાલ ક્ષેમ;

૧૨ ઓ ઈશ્વર સર્વશક્ત,
તારો જે ખરો ભક્ત,
તેને ધન છે હરવક્ત;
ને અનંત પ્રેમ. ૭

---

ગીત ૮૫. (C. M.)

પરાત્પરનો કોપ ગયો છે:
ગુણોનોજ મિલાપ થયો છે.

૧ હે દેવ તેં કિધો છે પ્રસાદ;
ને પ્રેર્યો છે પ્રવાસ;
૨ ને મુકી છે ગુનાહની યાદ;
ને કિધો તેનો નાશ. ૧

૩ ને મટીગયો રિસનો ભાર;
ને જતો રહ્યો કોપ;
૪ ઓ તારક પ્રભુ હમને તાર;
તો થશે રિસનો લોપ. ૨

૫ તૂં સદા કોપાયમાન ન હર;
ને સદા ક્રોધ ન કાહાડ;
૬ પણ હમને તૂં સજીવન કર;
તથા આનંદ પમાડ. ૩

૭ ઓ ઈશ્વર તૂં કરૂણા કરઃ
હમારા આત્મા તારઃ
ને તારી દયા વાયદા ભર;
હમ માનિશું આભાર. ૪

૮ પોતાના લોકને મલીને
પ્રભુ બોલશે સલાહ;
ને તેઓ પાછા વલીને,
ન ચાલે મૂર્ખની રાહ. ૫

૯ જે ઈશ્વરને આરાધેછે,
તે પામશે પૂરૂં ત્રાણ
દેવ પોતે મહિમા સાધેછે;
ને પૃથ્વીમાં કલ્યાણ. ૬

૧૦ દયા ને સત્યનો છે મિલાપ;
ન્યાય ક્ષમા મલીજાય;
૧૧ પૃથ્વીમાં ઊપજે સત્ પ્રતાપ;
અને આકાશથી ન્યાય. ૭

૧૨ ને પ્રભુ આપશે સારાં દાન;
ને ફલવાન્ થશે દેશ;
૧૩ અને ન્યાય દેશે સમાધાન;
હમારામાં હમેશ. ૮

———

## ગીત ૮૬. (L. M.)

ભક્ત જાણી પ્રભુનો પ્રતાપ,
શોધેછે એનો શુભમિલાપ.

૧ હે પરમાત્મા અર્જ માન,
હું લાચાર છું તથા હેરાન;
૨ હું શુદ્ધ છું; માટે મને તાર;
ને તારા સેવકને ઊગાર. ૧

ને તારા ઊપર મારો ભાવ;
તૂં મને ભુડાઇથી બચાવ;
૩ હું નિત્યે પ્રાર્થન કરૂંછું
ને ઈશ્વર પાસે ફરૂંછું. ૨

૪ ઓ પ્રભુ હરખાવ મારો જાન
૫ તૂં પરોપકારી કૃપાવાન્;
ને જેઓ પ્રાર્થના કરેછે,
તેમને તૂં પ્રેમી ઠરેછે. ૩

૬ ઓ પ્રભુ મારી પ્રાર્થના માન;
ને દયા કરી ધરજે કાન;
૭ હું શોકે પ્રાર્થન કરીજઇશ;
તૂં દયા રાખી ઊત્તર દઇશ. ૪

૮ દેવોમાં તારા સર્ખો કોણ?
કે તારા જેવા કેહેના ગુણ?
૯ તૂં બધાં કુલનો છે સૃજનાર:
એ તારા થઇજશે ભજનાર. ૫

ને તારી આગલ સહુ સંતાન,
આવીને તને દેશે માન.
૧૦ તૂં એકલો તૂં છે ખરો દેવ;
તૂં મને તારો માર્ગ શિખાવ. ૬

૧૧ હું તેમાં ચાલિશ સહુ શિક્ષિત
મને મનાવી કર એકચિત્ત;
૧૨ તો હું જગાડી આખો જાન
ઈશ્વરને માનિશ મહિમાવાન્. ૭

હા તને માનિશ સર્વકાલ;
૧૩ કેમકે તૂં છે અપાર દયાલ;
નિવારીને પરલોકનું દુઃખ
તૂં સદા આપિશ અનંતસુખ. ૮

૧૪ ગર્વી મનુષ્યો ચહડ્યાં છે;
મનસ્વ્રમો કરી નડ્યાં છે;
ને કર્તાં નથી તારૂં ધ્યાન;
૧૫ તૂં પરોપકારી કૃપાવાન્. ૯

તૂં ક્ષમા કરનાર થાયછે;
ને દયા સત્ય ઊભરાયછે;
૧૬ તૂં પ્રેમ કરીને દે મિલાપ;
ને સેવકને તૂં શક્તિ આપ. ૧૦

ને દાસીતણા પુતને રક્ષ;
૧૭ ને મને આપજે સારૂં લક્ષ;
કે સર્વ પાપીઓ શર્માય;
ને મને સુખ સમાધાન થાય. ૧૧

---

ગીત. ૮૭ (L. M.)

સીઓન પર્વતો પસંદ છે;
ભક્તો થયાથી આનંદ છે.

૧ શુદ્ધ પર્વતમાં તેનો પાયો;
સીઓન દ્વારે તે રિજાયો.
૨ દેવને એ તો પસંદ કરતાં;
યાકોબના સહુ ઘરો કર્તાં. ૧

૩ દેવનગર તૂં મહિમાવાન્ છે;
તને હર્ષના વર્ત્તમાન છે;
૪ જેને મારો છે અંદેશો,
તેને હું કહિશ ઘણા દેશો. ૨

૫ તાં તે જન્મ્યો,—કેહેવાશે;
સીઓનને પણ એ જણાશે.
કે તે એવાને જન્માવશે;
ઈશ્વર તેને પ્રવર્તાવશે. ૩

૬ લોકને નોધી પ્રભુ ગણશે,
કે તૂં એવાઓને જણશે.
૭ ગવ્યા વગાડનારા કરશે;
તૂંજમાં મારા ઝરા ઝરશે. ૪

---

એની બિજી રચના. (7. 6.)

૧ પરિશુદ્ધ પર્વતો પર
મંદિરનો પાયો છે;
૨ દેવ સર્વ વાસા ઊપર
એમાં રિઝાયો છે. ૧

૩ દેવનગર શુભદેશો
તારા પર કેહેવાય;
૪ હું ગણિશ ઘણા દેશો,
ને તાં જેઓ જન્માય. ૨

૫ લોકો સીઓનને ભાખશે,
પુરૂષ પુરૂષનો ઠામ;
૬ પરાત્પર તેને રાખશે
ને લખશે બદ્ધાં નામ. ૩

ને તેવાઓને જાણશે;
એજ મારા ખરા છે;
૭ ગવ્યા વાજા વખાણશે;
અહીં મારા જરા છે. ૪

---

ગીત ૮૮. (C. M.)

ત્રાતાએ લિધો પાપનો ભાર;
એની દિલગિરીનો એ સાર.

૧ ઓ પ્રભુ મારો તૂં તારનાર,
રાત દિવસ મારૂં માન;
૨ ને મારી પ્રાર્થના વિચાર;
ને દે દયાલુ કાન. ૧

૩ હું ઘણો ઉદાસ થાઊંછું;
લાગેછે મોત અઘોર;
મુએલાંમાં ગણાઊંછું;
ને રેહતું નથી જોર. ૨

૪ જેમ લોકો ભરેછે સ્મશાન;
ને થતું નથી સ્મરણ;
૫ ને જાયછે તેઓના જાન,
તેમજ પડેછે મરણ. ૩

૬ અધમ અઘોર અંધારામાં,
　હું બંદ રખાયો છું;
૭ ને કોપના ઘણા ભારમાં,
　હું બહુ દુખાયો છું. ૪

૮ ને મિત્રો વેગળા પડેછે
　ને મને કેહે વટાલ;
૯ મારા આત્માને નડેછે
　કંઈ મલે નહીં નિકાલ. ૫

　પ્રભુ મેં માન્યું તારૂં નામ;
　અને ફેલાવ્યા હાત;
૧૦ મરણમાં જોઈ તારાં કામ,
　કોણ માનેછે સત્‌વાત! ૬

૧૧ કે કેહેશે તારો ઘણો પ્રેમ
　કે નાશમાં તારા ગુણ?
૧૨ અંધારા જગમાં તારા નેમ?
　વિસ્રાંતમાં તારૂં પુણ્ય? ૭

૧૩ ઓ દેવ મેં તને કિધો શાદ;
　સવારમાં મારૂં માન
૧૪ પ્રભુ કેમ છોડે મારી યાદ?
　કે તજે મારો જાન? ૮

૧૫ થાયછે બાલપણાથી ક્ષય;
ને પડેછે બહુ ધાક;
૧૬ ને મારે માથે વેહેછે ભય;
જેમ જલપ્રલય અથાક; ૯

૧૭ ને મારા પર રેડાયછે.
ને મારા પ્રીય યાર;
૧૮ ને મિત્રો છેટે જાયછે;
રેહેછે અંધકાર. ૧૦

---

## ગીત ૮૯. ( L. M. )

દેવ ગુણવાન્, સુભક્તો સુખીઃ
પણ ભૂલીને થાયછે દુઃખી.

૧ દેવની દયાનું શંભલાવિશ;
એના સદ્‌ગુણ હું વર્ણાવિશ;
૨ સંધી પેડીમાં એમ થશે;
પ્રેમ હમેશા રખાઈજશે. ૧

કાંજે તારો ખરો વાયદો.
થશે આકાશમાં સત્ કાયદો;
૩ મેં કરારપવિત્ર સાધા
દાઊદ સાથે સોગન ખાધા. ૨

૪ અને તારા સંતાન સ્થાપિશ;
સંધી પેડી સુધી આપિશ;
૫ આકાશ પ્રભુને વખાણશે;
શુદ્ધસભામાં એને જાણશે. ૩

૬ તાં પ્રભુને કોણ સમાન છે?
અથવા સર્પો શક્તિવાન્ છે?
૭ શુદ્ધસભામાં તેથી ડરે;
સંધા તેનો ઈકરાર કરે. ૪

૮ પરમાત્મા જેવો કોણ છે?
તેના વસ્ત્રરૂપ સત્ગુણ છે.
૯ તૂં માહાસાગરને દબાવિશ;
મોજાઓને શાંત કરાવિશ. ૫

૧૦ રાહાબને તેં ભાંગી દિધો;
વેરીનોજ પરાભવ કિધો;
૧૧ કાંજે તારા છે આકાશો,
અને પૃથ્વીના સહુ દેશો. ૬

૧૨ ઊત્તર દક્ષિણને તેં સૃજ્યાં;
તાબર હેર્મન પાહાડો રચ્યા;
૧૩ તારો ભુજ બહુ શક્તિમાન્ છે;
અને જમણો હાથ બલવાન્ છે. ૭

૧૪ તારા રાજ્યાસનની હેઠે,
ઇનસાફ તથા સદ્‌ગુણ બેઠે.
તારી આગલ ક્ષમા જશે;
તેના સંગે સાચાઇ થશે. ૮

૧૫ જેઓ જાણે સુખના નાદો
તેઓ પામે આશીર્વાદો;
૧૬ ચાલશે તારે બહુ પ્રકાશે;
તારે નામે બહુ હર્ખાશે. ૯

૧૭ તું હમારૂં શિંગ ઊઠાવિશ;
મોટે સામર્થ્યે બચાવિશ;
૧૮ ઈશ્વર સમર્થ સહુને માથે
૧૯ બોલ્યો પરિશુદ્ધની સાથે. ૧૦

મેં એક મદદગાર ઠરાવ્યો;
લોકથી એને મેં ઊઠાવ્યો;
૨૦ દાઉદ ભક્તને પસંદ કિધો;
તેલનો અભિષેક પણ દિધો. ૧૧

૨૧ મારો હાથજ એની સાથે
શક્તિ દેશે સહુને માથે
૨૨ તે પર વૈરીનું ન ચાલશે;
તેથી નિશ્વાસ ન નિકાલશે. ૧૨

૨૩ તેના વૈરી હુંજ હરાવિશ;
દ્વેષીઓને હું પિડાવિશ;
૨૪ તે પર દયા સત્ગુણ રેહેશે;
મારે નામે મહિમા દેશે. ૧૩

૨૫ અને તેને સામર્થ્ય આપિશ
સમુદ્ર તથા નદ પર સ્થાપિશ.
૨૬ તે તો મને કેહેશે પિતા
તૂં છે મારો સમર્થ ત્રાતા. ૧૪

૨૭ એને કરિશ પુત્ર જ્યેષ્ઠજ
સર્વ ભૂપો કર્તાં શ્રેષ્ઠજ.
૨૮ તેને નિત્યે દયા સાધિશ;
એની કણે વાયદો બાંધિશ. ૧૫

૨૯ સદા તેનો વંશ ઉઠાવિશ.
તેનું રાજ્ય અનંત ઠરાવિશ,
૩૦ તેના સંતાન મને તજે;
મને વિશ્વાસથી નહીં ભજે. ૧૬

૩૧ તેઓ મારી વાત ન પાલે;
મારી આજ્ઞામાં ન ચાલે;
૩૨ તો ઉલ્લંઘનને ધિક્કારિશ;
એને લિધે શિક્ષા મારિશ. ૧૭

૩૩ તો પણ મારો પ્રેમ ન ખુટશે;
મારો સતગુણ છેક ન તુટશે;
૩૪ મારો બંદોબસ્ત ન તોડિશ;
વાયદો જુઠો હું ન પાડિશ. ૧૮

૩૫ દાઉદને તો શમ ન ચૂકશે;
તેના સંતાન સદા ટકશે.
૩૬ સૂર્ય સર્ખું આસન થાશે;
૩૭ ચંદ્ર સર્ખું પણ સ્થપાશે. ૧૯

૩૮ તો પણ હમને તેંજ કાહાડ્યા;
અભિષિક્ત પર રિસ કોપ ચહડ્યાં
૩૯ સેવકનો કરાર રદ કિધો;
ધૂળમાં મુગટ પાડી દિધો. ૨૦

૪૦ ભાંગી તેની બધી વાડો;
પાડી નાંખ્યા એના ધેડો.
૪૧ એને સહુ વાટસરૂ હરે
સહુ એોલખિતા નિંદા કરે. ૨૧

૪૨ દુશમનોના હાથ ઊઠાવ્યા;
વૈરીઓનાં દિલ હર્ખાવ્યાં;
૪૩ અને તેણે તલવાર વાલી,
શક્તિથી તે પાડી ખાલી. ૨૨

૪૪ તેનો તેં પ્રતાપ બંદ કિધો;
અધિકાર પણ કાહાડી દિધો.
૪૫ તેની ઊમર ટુંકી થઇ છે;
તેની આબ્રૂ ડુબી ગઇ છે. ૨૩

૪૬ દેવ કાં લગી કૃપા ટલશે?
તારો કોપ કાંહાં લગી બલશે?
૪૭ મને થોડાજ દાહાડા ફાળ્યા;
સહુને તેં કાં વ્યર્થ સૃજાવ્યા? ૨૪

૪૮ પણ કોણ મરણને ન દેખશે?
અને જીવ બચાવી રાખશે?
૪૯ કાં છે દેવની પૂર્વી દયા?
દાઊદને જે વાયદા થયા? ૨૫

૫૦ ઈશ્વર હમને નિંદા લાગી;
૫૧ મનમાં લોકની ચિંતા જાગી;
તેમને નડ હમારા ખદા;
૫૨ તને મહિમા આવશે સદા. ૨૬

---

ગીત ૯૦. (C. M.)

એક પલકભર જીવ સમાન;
તો વિચાર કરી શોધો જ્ઞાન.

૧ પ્રભુએ કર્યા સહુ નિર્માણ;
જેવારે ન હતા જીવ,
૨ ને ન હતાં જગત્‌નાં મંડાણ,
તેવારે હતા દેવ. ૧

૩ હમારા આશ્રા સર્વકાલ,
તૂં રક્ષણ કરેછે;
અને લાવેછે મરણ હાલ;
ને મનુષ્ય મરેછે. ૨

૪ તારી આગલ હજારો શાલ
દિવસના સર્ખા જાય;
તેનું ઊદાહરણ ગઈ કાલ
ને રાત્રે પોહોર થાય. ૩

૫ સવારમાં સ્વપ્નું ટલેછે;
ઊગેછે લિલું ઘાસ;
૬ સવારમાં એઓ ફુલેછે;
ચિમડાયછે લિલાસ. ૪

૭ એ સર્ખો છે હમારો લોપ;
હમ થૈયે બહુ હેરાન;
ને લાગેછે પ્રભુનો કોપ;
ને અપરાધનું ધ્યાન. ૫

૮ તૂં ગુપ્ત ગુનાહ ઊઘાડેછે;
ને પાડેછે પ્રકાશ;
૯ ને મનુષ્ય ઊમર કાહાડેછે;
ને પલમાં હોય નાશ. ૬

૧૦ જો સિત્તેર વર્ષોની ઊમર ;
કે બલથી એંશી થાય,
પણ આવે ખેદ એ મુદતભર
ને જીવન ઊડી જાય. ૭

૧૧ કોણ સમજી શકે તારો ક્રોધ ?
તેવું પણ તારૂં ભય;
૧૨ તૂં હમને સમજાવ સુબોધ;
ને સર્વ જીવનો ક્ષય. ૮

૧૩ હે દેવ કરીને કોપ સમાપ્ત,
હમને દિલાસો લાવ;
૧૪ તો હમને આપશે દયા પ્રાપ્ત;
ને સુખી મનોભાવ. ૯

૧૫ જેમ ઘણી મુદત લાગ્યું દુઃખ;
ને ઘણાં વર્ષો ક્લેશ,
તેમ તે પ્રમાણે આવે સુખ,
ને કુશલતા હમેશ. ૧૦

૧૬ તું ભક્તોને દેને જ્ઞાન,
દેખાડિશ તારૂં કામ;
અને તેઓનાં સહુ સંતાન
સાંભરશે તારૂં નામ. ૧૧

૧૭ ને પામી ઈશ્વરનો પ્રસાદ,
હમ થૈયે સુશોભિત;
હમારા ઊપર આશીર્વાદ
આવશે સદા ખચીત. ૧૨

---

## ગીત ૯૧. (S. M.)

પ્રભુનું રક્ષણ માન
ને પામો સમાધાન.

૧ પરાત્પરથી રખાય,
તે મનુષ્ય પામે ક્ષેમ;
સમર્થની છાયાથી ઢંકાય,
તે પામશે પરમપ્રેમ. ૧

૨ પ્રભુનું કરશે માન.
તૂંજ મારૂં શરણ છે;
પ્રભુનો ભાવિક મારો જાન,
ને અંતઃકરણ છે. ૨

૩　પાશથી બચાવીને,
　　મટાડશે મરકી દુઃખ
૪　અને પાંખો પ્રેલાવીને
　　દેશે આરામી સુખ. ૩

ને તેની ખચિત વાત
　　તે બખતર તથા ઢાલ;
૫　તૂં બિહિશ નહીં બિહામણી રાત
　　કે જોખમ દિવસકાલ. ૪

૬　ને રાત્રે ચાલે ત્રાસ;
　　બપોરે ચાલે ક્ષય;
૭　હજારો પડીજાય આસ્પાસ;
　　પણ છેક ન લાગે ભય. ૫

૮　પણ પાપ બતાવીને,
　　ને તેનું અનુમાન,
૯　પરાત્પર આશ્રો લાવીને,
　　પમાડશે સમાધાન. ૬

૧૦　ન લાગશે તને ત્રાસ;
　　ન આવશે આપદા;
૧૧　તે દેશે દૂતોને ફર્માસ;
　　સંભાલવા સર્વદા. ૭

૧૨ ને તેઓ ધરશે હાથ,
રખે તું ઠોકર ખાય;
૧૩ અને તું છુંદિશ સહુ સર્પ જાત,
ને મોટા સિંહ કુટાય. ૮

૧૪ તે મને માનેછે;
હું કરિશ તેનું વ્હાણ;
તે મારા ગુણો જાણેછે;
જેથી થનાર કલ્યાણ. ૯

૧૫ તે થશે મારો ભક્ત
હું આપિશ પૂરૂં સુખ;
ને કરિશ ઘણું સાહ્ય હરવક્ત;
અને મટાડિશ દુઃખ. ૧૦

૧૬ તેને બચાવી જૈશ;
પમાડિશ બહુ સત્કાર;
અને દીર્ઘાયુષ્યં તેને દેશ;
અને અનંત ઊદ્ધાર. ૧૧

---

## ગીત ૯૨ ( C. M. )

આ ગીતમાં દેવની સ્તુતિ છે;
ને તેના લોક પર પ્રીતિ છે.

૧ વખાણવો મોટા ઈશ્વરને ;
જણાવવું તેનું નામ ;
ગીતો ગાવવાં પરાત્પરને
એ ઘણું સારૂં કામ. ૧

૨ સવારે માનવો પરોપકાર
ને તારા ગુણ હરરાત ;
૩ વગાડિશ રાગના હથિયાર
કાઢી ગાયનની વાત. ૨

૪ હું જોઈ તારા ચમત્કાર,
થઈ જાઉંછું હર્ષિત ;
ને તારાં કામને અનુસાર,
થાઉંછું આનંદિત. ૩

૫ તારાં સહુ કામો મહિમાવાન્;
ને સંકેતો ગંભીર ;
૬ પણ મનુષ્ય ભ્રષ્ટ તથા અજ્ઞાન;
કંઈ થતું નથી સ્થીર. ૪

૭ જેવારે પાપી ઊગેછે,
જેવું ફુલેલું ઘાસ,
તેવારે ઈનસાફ પૂગેછે;
તે થાયછે ઊદાસ. ૫

૮ પણ ઓ પરાત્પર સર્વકાલ,
તૂં નિર્વિકાર અનંત;
૯ તો શત્રુઓનો કેવો હાલ;
અઘોર તેઓનો અંત. ૬

હા વિખરાઈ જશે દુરાચાર;
સંહારજ પાશે છેક;
૧૦ તૂં મને આપિશ બહુ સતકાર
ને તેલનો અભિષેક. ૭

૧૧ અને પાપોનું ફલ પ્રત્યક્ષ
શાંભલ્યાને અનુસાર;
૧૨ સત્પુરૂષ ઊગશે જેવો વૃક્ષ;
તાડ અથવા દેવદાર. ૮

૧૩ જે મંદિરમાં રોપેલા છે.
તેઓને થશે ફલ;
૧૪ ને ઘરડા પણ થએલા છે,
તેવારે લાગશે બલ. ૯

૧૫ પરાત્પર છે અપાર યથાર્થ;
હમારૂં તેજ શરણ;
ને તેના સર્વગુણ ઘટાર્થ;
એમજ કરવું સ્મરણ. ૧૦

## ગીત ૯૩. (8. 6.)

પ્રભુનાં મોટાં કામ
ને અતિશય શુદ્ધનામ.

૧ પ્રભુનું જાણજો વિશ્વરાજ;
તે પેહેરેછે સત્કાર;
તથા સર્વાધિકારનો તાજ;
તેનો જે ઊત્પાદક આવાજ,
તે સૃષ્ટિનો આધાર. ૧

૨ ને પ્રાચીન શક્તિ તારી છે;
તારોજ અનાદિકાલ;
૩ પ્રલયોએ હાંક મારી છે;
ને લેહેરીઓ પોકારી છે;
પણ સહુનો તું ભૂપાલ. ૨

૪ પણ તૂં બહુ પાણીઓના નાદ,
તે કર્તાં શક્તિમાન્;
ને સાગર મોજાઓના શાદ
૫ તે કર્તાં તારો શુદ્ધ સત્વાદ,
હમેશાં શોભાવાન્. ૩

---

## ગીત ૯૪. ( 8. 6. )

ભુંડા લોકોના દુરાચાર;
ને ઈશ્વરનો સર્વાધિકાર.

૧ હે પ્રતિકારના મોટા દેવ,
ઓ પ્રતિકારના ઈશ્વર દેવ
પોતાને તું દેખાડ;
ઊઠીને તારા લોકને તાર;
૨ પૃથ્વીના જે બલવાન્ સરદાર
તેઓને હેઠે પાડ. ૧

૩ ઓ પ્રભુ પાપી કેટલી વાર,
કાં લગી કરે જયજયકાર?
૪ ને બકે વાદવિવાદ?
ને રાખે મોટા અભિમાન?
૫ ને દાબે તારા ભક્તિવાન્?
ને કરે બહુ ફિસાદ? ૨

૬ વિધવા વિદેશીઓ અનાથ,
એ લાચારોનો કરે ઘાત;
અને ઉતાવલા કેહે
૭ કે પરમાત્મા જોશે નહીં;
ને પ્રભુ વાકિફ હોશે નહીં;
પણ છાનો માનો રેહે. ૩

૮ સમજો મનુષ્યો અણસમજુક,
ને સમજો તમે મૂર્ખજ લોક,
શું કરશો બુદ્ધિવાન્?
૯ જેણે કાનો બનાવ્યા સહી,
તે પક્કો શાંભલશે કે નહીં?
શું તેને નથી જ્ઞાન? ૪

ને જેણે આંખો બનાવી,
શું તેને દૃષ્ટિ નહીં આવી?
૧૦ જે બદલો લેનાર,
શું તે લગાડશે નહીં શિક્ષા?
જે કરે લોકની પરીક્ષા,
શું બુદ્ધિ નહીં દેનાર? ૫

૧૧ પ્રભુ જાણેછે માનવી જાત,
કે તેમને ઘણી વૃથા વાત;
તોયે પણ જેટલા જન
૧૨ ઈશ્વરની શિક્ષા ખાયછે
ને નિયમાભ્યાસી થાયછે,
તેઓને મોટું ધન. ૬

૧૩ તૂં સંધી વિપત્ત આપદા,
મટાડી આપિશ શાંત સદા;
પાપીઓ દુખી જાય;

૧૪ પ્રભુ નહીં તજશે ખરા ભક્ત;
ન છોડશે વતન કોઈ વક્ત;
એ વચન ખચિત થાય. ૭

૧૫ પણ પાછો ફરશે ખરો ન્યાય;
શુચિ લોક એની પાછલ થાય;
તો વૈરીને વિરૂદ્ધ,
૧૬ કોણ મારી સામો ઊભો રેહે
કોણ પાપીઓને નડી કેહે
મારી વાત પરિશુદ્ધ; ૮

૧૭ જો મને દેવ ન ધરે હાત,
તો મને પડે છાનીજ વાત,
૧૮ હા, પગો નિસરીજાય;
પણ તારી દયા જાલેછે;
૧૯ ને બહુ દિલાસો આલેછે;
એવા વિચારો થાય. ૯

૨૦ રાજ્યાસનની સંગાથે પાપ
કેમ પામે પ્રભુનો મિલાપ?
તેઓ માને દુર્ગુણ.
૨૧ આપસમાં તેઓ જોડેછે;
ને નીતિવાન્નેજ નડેછે;
કરેછે તેનું ખુન. ૧૦

૨૨ પણ ઈશ્વર મારો છે ઊગાર
ને આશ્રો છે, તથા ઉદ્ધાર;
તેઓનો કરશે ન્યાય;
૨૩ ને જોઈને અધર્મ સવાબ,
તે માગશે એવાંનો જવાબ;
એ આપ્રત ખચિત થાય. ૧૧

---

## ગીત ૯૫.(૭.)

ભજી લેવું દેવનું નામ;
અને શિખવું તેનું કામ.

૧ પ્રભુ દેવને ગાઓ ગાન;
ત્રાતાનું કરવો માન;
૨ માનો તેનો પરોપકાર;
કાહાડો ગાયનના ઊચ્ચાર. ૧

૩ પ્રભુ દેવ છે મહિમાવાન્;
સહુ દેવોથી શક્તિમાન્;
૪ તેના હાથોમાં ઉંડાણ;
તથા પાહાડોનાં મંડાણ. ૨

૫ તેણે તો સૃજાવ્યું જલ;
તેના હાથે રચ્યું સ્થલ.
૬ ઊત્પન્નકર્ત્તા સામણે,
બેસી રોહો ઘુંટણે. ૩

૭ તે હમારો છે સૃજનાર;
હમે તેના તો ભજનાર;
ગેટારૂપ હમ કરીયે;
આજ જો શાંભલ્યાં કરીયે. ૪

૮ તો મન કઠણ કરશો મા;
બાપો જેવા ફરશો મા;
૯ અરણ્યમાં પરીક્ષા થઈ;
તારની પેડી હટી ગઈ. ૫

૧૦ ચાલિશ વર્ષો થઈ પીડિત,
હું બોલ્યો એ લોક પતિત;
૧૧ માટે કરીને એ કામ,
એઓ ન પામે વિશ્રામ. ૬

---

એની બિજી રચના. (7. 8.)

૧ પ્રભુને હમ ગાઇયે ગાન;
લાતાપર્વતને શાદ પાડો;
૨ તેની હાજર કરો માન;
ગાયનોની વાણી કાહાડો. ૧

૩ પ્રભુ મોટો દેવ ગુણવાન્;
તેને દેવો ઓસિઆલા;
૪ તે ઊઠાવે ઊંડસ્થાન;
પર્વતોનાં પણ મથાલાં. ૨

૫ આ઒ા સાગર સૃજીને,
　તેના હાથે રચી જમીન;
૬ આવા દેવને ભજીને,
　તેની આગલ કરો નમન. ૩

૭ કેમકે તે હમારો દેવ;
　હમે તેનું ટોલું છૈયે;
૮ તેના હાથમાં સર્વ જીવ;
　આજ હમ તેને કાનો દૈયે. ૪

૯ પિતૃ થઈ ગયા હઠીલા;
　મારા પર દેખાડી મમત;
અરણ્ય મધ્યેજ વડીલા
　મારી સામા થયા ઉન્મત્ત. ૫

૧૦ માનો મારા આ વૃત્તાંત;
　ચાલિશ વર્ષો હું કંટાલ્યો;
અને બોલ્યો મનમાં ભ્રાંત;
　મારા માર્ગમાં કુલ ન ચાલ્યો. ૬

૧૧ માટે થયા મારા શમ,
　મારો ઘણો કોપજ આવશે;
વતન પામવા કરશે શ્રમ;
　પણ તેઓને કંઈ ન ફાવશે. ૭

———

## ગીત ૯૬ (ર.)

દેવ સહુ કર્તાં મહિમાવાન્
જગે તેને ગાવવું ગાન.

૧ દેવને ગાઓ નવું ગાન;
દેવને ગાઓ બધા જન;
૨ તેનાં નામને આપો માન;
ત્રાતાનું કેહેવાડો જ્ઞાન. ૧

૩ માનો તેનો બહુ આભાર;
લોકમાં તેના ચમત્કાર;
૪ ઈશ્વર મોટો, ભજનાર;
સર્વ કર્તાં શ્રેષ્ઠ અપાર. ૨

ઈશ્વર સર્વ કર્તાં ઈષ્ટ;
૫ ખોટા દેવો કર્તાં શ્રેષ્ઠ;
તેમના પૂજકો બહુ ભ્રષ્ટ;
આકાશ પ્રભુના છે સૃષ્ટ. ૩

૬ ઈશ્વર મોટો મહિમાવાન્;
પૂરો શુદ્ધ ને શક્તિમાન્
૭ સહુ કુલ કરો તેનું ધ્યાન
તેને આપજો સ્તુતિ દાન. ૪

૮ તેને આપો ગૌરવ ઘટિત,
શુદ્ધ સ્થાનમાં કરો રીત;
૯ ભજો દેવને સુશોભિત;
તેથી ડરી હો વિનીત. ૫

૧૦ દેશીઓમાં કરો વાત;
પ્રભુનું રાજ્ય છે વિખ્યાત;
રક્ષણ કરશે તેનો હાત;
કરશે ન્યાય નિષ્પક્ષપાત. ૬

૧૧ ગગન કરશે હર્ષનો નાદ;
ભુંઈ કરશે સારો શાદ;
ભરસમુદ્ર જીવ આબાદ
૧૨ ક્ષેત્રો કરો હર્ષસંવાદ. ૭

૧૩ આખી પૃથ્વી ખુસી થાય;
પ્રભુ આવી કરશે ન્યાય;
સામર્થ્ય કરશે સત્યમાંય;
સર્વ લોકને સુખ ઊપજાય. ૮

---

## ગીત ૯૭. ( L. M. )

પરાત્પર કરશે વિશ્વરાજ;
ને સભા કરશે ખુશ આવાજ.

૧ પરાત્પર હવે છે બાદશાહ ;
તો પૃથ્વી કરશે બહુ ઉત્સાહ ;
ને બેટો કરશે બહુ ઉલ્લાસ
૨ પ્રભુને મેઘરૂપ પેહેરવાસ. ૧

અને રાજ્યાસનના આધાર ;
ન્યાય છે તથા સર્વાધિકાર ;
૩ ભડકા અગાડી ચાલેછે ;
ને વૈરીઓને બાલેછે. ૨

૪ તે પૃથ્વીને ચમકાવેછે ;
ને ધરતીને ધ્રુજાવેછે.
૫ ને એથી પાહાડો ગલેછે,
જારે ઈશ્વરને મલેછે. ૩

૬ આકાશો કેહેશે તેનું પુણ્ય;
સહુ લોકો જોશે એના ગુણ;
૭ જે લોકો કરે મૂર્તિધર્મ,
ને મોટું માને એવું કર્મ, ૪

તેઓ થઈ જશે છેક લજ્જિત;
ઓ દેવો તેને ભજો નિત;
૮ શીઓને માની એની વાત;
એની દિકરીઓ પામી શાંત. ૫

૯ કાંજે પરાત્પર જે બાદશાહ
તાં તેઓ કરેછે ઊત્સાહ
સહુ કર્તાં તેનો છે પ્રતાપ;
૧૦ ઓ ભજકો ધિક્કારો પાપ. ૬

તે કરે શુદ્ધ લોકનો ઊગાર;
ને ભુંડા લોકોથી ઉદ્ધાર.
૧૧ સુધર્મીઓને જ્યોત ઊગમ,
પવિત્રને વાસ્તે હર્ષ ઊત્તમ. ૭

૧૨ ઓ ખરા ભક્ત પવિત્ર પસંદ;
પ્રભુમાં ભોગવો સુખ આનંદ;
સાંભરો ઈશ્વરના સુવિચાર;
ને માનો તેનો પરોપકાર. ૮

---

## ગીત ૯૮ (૭.)

ત્રાતા કરશે જયજયકાર;
સર્વ દેશમાં;એવો સાર.

૧ દેવને ગાઓ નવું ગાન;
તેનાં કૃત્ય આશ્ચર્યવાન્;
શુદ્ધ ભુજ તથા જમણો હાત,
એમણે કિધો જય વિખ્યાત. ૧

૨ દેવે પ્રવર્તાવ્યું ત્રાણ;
ને પરવંશમાં સત્ કલ્યાણ;
૩ તેણે કિધો સાચો પ્રેમ;
ઇસ્રાયલ પર કરી રેહેમ. ૨

જાં જાં મલે મનુષ્ય જાત,
તાં પોંચે પ્રભુની વાત;
૪ આખી પૃથ્વી કરો શાદ.
બધા બોલો સારો વાદ. ૩

૫ દેવને ગાઓ કિનુરસહિત;
કિનુર સાથેં ગાઓ ગીત;
૬ અને શિંગડાના આવાજ;
આવશે પ્રભુ દેવનું રાજ. ૪

૭ મહા સમુદ્રની વસ્તિ ભર;
સંધા લોકો પૃથ્વી પર;
૮ તાલી પાડો સર્વ જલ;
હર્ખો સર્વ પાહાડો સ્થલ. ૫

૯ પ્રભુ આગલ એમજ થાય;
તે આવીને કરશે ન્યાય;
સાધશે જગત્માં સતાર્થ;
પ્રવર્તાવશે સિદ્ધ ધટાર્થ. ૬

---

એની બિજી રચના. (8. 7.)

૧ પ્રભુતણું ગીત શંભલાવી,
માનો તેના ચમત્કાર;
તેના હાથને શક્તિ શાવી;
શત્રુઓએ ખાધો માર.
સ્તુતિ કરો;
દેવે કર્યો જયજયકાર. ૧

૨ તેણે પ્રગટ કર્યો ઊદ્ધાર;
ને જણાવ્યો ખરો નેમ;
૩ અન્ય લોકનો સાધ્યો ઊપકાર;
ઇસ્રાયલને કર્યો પ્રેમ.
સ્તુતિ કરો;
પ્રભુના લોકોને ક્ષેમ. ૨

૪ દેવને હર્ષી ઘાંટો પાડો;
આખી પૃથ્વી આનંદિત;
પ્રશંસાની વાણી કાહાડો;
એના પ્રેમના સાવચિત.
સ્તુતિ કરો;
૫ તાર વગાડો ગીતસહિત. ૩

૬ કરણા તથા શિંગને વાજે;
દેવને માનો વિશ્વરાજ;
૭ ને સમુદ્રના મોજા ગાજે;

ધરતી કરો ખુશ આવાજ.
સ્તુતિ કરો;
શેહેરની વસ્તિ; જલના જાહજ. ૪

૮ સર્વ પાણી તાલી પાડી,
મોટા પર્વતો રિજાય;
૯ આવતા ત્રાતાની અગાડી,
તે પૃથ્વીનો કરશે ન્યાય.
સ્તુતિ કરો.
સરકાર કરશે સત્યમાંય. ૫

---

## ગીત ૯૯. (S. M.)

આ ગીતમાં પ્રભુતણું માન;
ને તેની રીતિઓનું ધ્યાન.

૧ રેહેછે પ્રભુનું રાજ;
સહુ લોકો કાંપી જાય;
ને દૂતો વચ્ચે તેનું તેજ;
આખું જગત્ ધ્રુજવાય. ૧

૨ સીઓન પ્રભુનો ઠામ;
ને તેનો બહુ પ્રતાપ;
૩ ને તાં જણાશે તારૂં નામ;
તૂં એકલો છે નિષ્પાપ. ૨

૪ ને રાજાનું કુવત,
ઇનસાફને ધરેછે;
માટે તે સ્થાપેછે સત્‌મત;
ને ન્યાયજ કરેછે. ૩

૫ ઈશ્વર હમારો દેવ
હમારો મોટો મિત્ર;
તો પગે લાગી કરો સેવ,
તે તો પરમ પવિત્ર. ૪

૬ મુસા ને આહેરોન,
ઈશ્વરના યાજકો;
શામુએલે લગાડ્યું ધ્યાન;
એવા બહુજ ભજકો. ૫

૭ તેઓના શાંભલ્યામાં
ઈશ્વરે દિધો કાન;
અને મેઘરૂપી થાંભલામાં,
ફર્માવ્યાંતાં ફર્માન. ૬

તેઓએ પાલ્યો નેમ;
ને માની ખરી રીત.
૮ ને દેવે કર્યો પરમ પ્રેમ;
ને પ્રસન્નતા ખચિત. ૭

પણ લોકો વલીને,
કર્યાં બહુ કર્મ કલ્પિત;
તાર પછી બદલો મલીને,
થઈ ગયા બહુ પીડિત. ૮

૯ ઈશ્વર હમારો દેવ,
હમારો મોટો મિત્ર;
પવિત્ર પર્વતમાં કરો સેવ;
એ તો પરમ પવિત્ર. ૯

---

ગીત ૧૦૦ ( L. M. )

ઈશ્વરનાં મંદિરમાં જવું;
સ્તોત્રો ગાઈ હર્ષિત થવું.

૧ સહુ લોક પ્રભુ આગલ ગાઓ;
તેની સેવા કરી જાઓ;
૨ આનંદ કરી પાસે આવો;
૩ દેવનું સ્મરણ મનમાં લાવો. ૧

તેણે આપણને બનાવ્યા;
આપણે પોતે ન સૃજાવ્યા.
આપણ તેના લોક થયલા;
તેના ગેટાઓ પાલેલા. ૨

૪ એની ભાગળોમાં જૈયે;
મંદિર મધ્યે હાજર થૈયે;
દયા માની, ગીતો ગાઓ;
તેનાં નામની સ્તુતિ થાઓ. ૩

૫ કેમકે ઈશ્વર છે દયાલુ;
અનંતકાલ સુધી કૃપાલુ;
સર્વ લોકમાં સહુ સંતાનો;
તેના સતગુણ મોટા માનો. ૪

---

એની બિજી રચના. (S. M.)

૧ કાઢો આનંદી શાદ;
ઈશ્વરને સહુ પ્રદેશ;
૨ ને માનો તેના આશીર્વાદ;
ને કરો શુભપ્રવેશ. ૧

૩ જાણો એનો વૃત્તાંત;
તે આપણો છે કર્ત્તા;
ને તેના લોકોનું દૃષ્ટાંત;
કે ગેટાઓ ચરતા. ૨

૪ તેને વર્ણાવીને,
પેસો પવિત્ર ઠામ;
તાંજ ઘુંટણો નમાવીને,
વખાણો તેનું નામ. ૩

૫ ઈશ્વર તો સારો છે;
તેની પ્રીતિ અત્યંત;
તેનો સતંગુણ ચાલનારો છે,
અનાદિથીજ અનંત. ૪

---

## ગીત ૧૦૧. (4.)

દયા ઈનસાફ
દયા ઈનસાફ; દયા ઈનસાફ; રે.

૧ દેવની સ્તુતિ;
એની સ્મૃતિ;
ગાઈશ ગીત, રે. ૧

૨ સિધો ચાલિશ;
આજ્ઞા પાલિશ;
કરજે પ્રીત, રે. ૨

ઘર સમારી,
મન સુધારી,
પાલિશ રીત, રે. ૩

૩ ભુંડાં કર્મને,
મિથ્યા મર્મને,
હું વિપરીત, રે. ૪

જેઓ હઠે;
ચાલ ન ઘટે,
તેજ પતિત, રે. ૫

૪ તે નહીં ગમે;
દેવ ન ક્ષમે;
તેજ શાપિત, રે. ૬

૫ જુઠું ભાખે;
તોહોમત નાંખે;
થાય લજ્જિત, રે. ૭

ઉંચો જે દૃષ્ટ,
તથા ગર્વિષ્ટ,
નહીં સહિત, રે. ૮

૬ સર્વ દેશી,
જે વિશ્વાસી,
તે રક્ષિત, રે. ૯

મારી પાસે
સુવિશ્વાસે,
સુખની રીત, રે. ૧૦

૭ જે દુષ્ટ કરે,
મારે ઘરે,
નહીં સ્થાપિત, રે ૧૧

જુઠું ભાંખે,
મારી આંખે,
તે દૂષિત, રે. ૧૨

૮ સહુ અધર્મી,
સહુ કુકર્મી
થશે ક્ષિત, રે. ૧૩

દેવનાં શેહેર,
તેઓ બાહેર,
થાય વશિત, રે. ૧૪

---

એની બિજી રચના. (L. M.)

૧ હું ગાયા કરિશ દયા ન્યાય;
ઓ પ્રભુ ગાઇશ તારે પાય;
૨ સતૂમાર્ગે ચાલિશ હોશીઆર;
તૂં કારે કરિશ પરોપકાર? ૧

હું સિધાં અંતઃકરણભર,
સુધારી જૈશ પોતાનું ઘર.
૩ હું દુરાચારનો ન લોભાઊં;
હટનારાનો અદેખો થાઊં. ૨

૪ ને જતું રેહછે આડું મન;
નહીં ઓલખિશ અવગુણી જન.
૫ જે નાંખે છાની તોહોમત,
નહી માનિશ તેની સોહોબત. ૩

જે ગર્વી હોય તથા મગરૂર,
તેને હું ખમિશ નહીં જરૂર.
૬ હું કરિશ ભાવિકની તપાસ,
કે પાસે પડે રેહેવાસ. ૪

જે સિધે માર્ગે ચાલેછે,
ને મારી સેવા પાલેછે;
૭ જે કરે કપટરૂપી કામ,
તેને ન મલશે મારૂં ધામ. ૫

૮ હું કાઢિશ સર્વ જુઠાચાર,
ને દેશના સર્વ ગુનહગાર;
ને જેઓ કરે જુઠું વેર
તેઓ ન વસે તારૂં શેહેર. ૬

---

## ગીત ૧૦૨. (C. M.)

સંકટ લાગેલાનો વિલાપ;
ને પ્રભુ ખ્રીસ્તનો દૈવપ્રતાપ.

૧ ઓ પ્રભુ મારું પ્રાર્થન માન;
ને શાંભલ મારી હાંક;
દુઃખે કુએછે મારો જાન;
તો મોહોડું તૂં ન ઢાંક. ૧

૨ જારે હું કાડું ઘણી બૂમ,
તારે તૂં ચિત્ત લગાડ,
૩ ઊમર જાયછે જેવા ધૂમ;
બાલણી જેવાં હાડ. ૨

૪ ને મારૂં દિલ દુખાયું છે;
સુકેલું જેવું ઘાસ;
ને ખાણુંજ વિસરાયું છે;
૫ ને કાડુંછું નિશ્વાસ. ૩

અને ચામડાને લાગ્યાં હાડ;
૬ ને જેવો બગલો છે;
કે જંગલમાં નિરાલું ઘુવડ,
અને ઠામ વેગલો છે. ૪

૭ જેમ ઘર પર બેસે ચક્લીઓ
તેમ જાગરૂત રહુંછું;
૮ એકઠા થાયછે વૈરીઓ;
એઓનું સહુંછું. ૫

૯ રાખજ ખાઇને રોટીરૂપ,
આંસુઓ પીઉં છું;
૧૦ ને એનું કારણ તારો કોપ;
હું તેથી બિહુંછું. ૬

તેં મને ઉંચો કર્યો છે;
ને હેઠે પાડેછે;
૧૧ જીવ પ્રતિબિંબજ કર્યો છે;
તેમ ઉમર કાઠેછે. ૭

મારૂં શરીર તો શુકેછે;
૧૨ પણ ઈશ્વર છે અનંત;
સહુ પેડીમાં તે ટકેછે;
તેનું સ્મરણ સંતત. ૮

૧૩ તૂં આવિશ ઈશ્વર સર્વશક્ત,
સીઓન પર કરી હેત;
હવે પ્રાપ્ત થયો તેનો વક્ત,
અને તારો સંકેત. ૯

૧૪ કેમકે ભક્તોને અનુકૂલ,
થશે મંદિરના પાણ;
ને પસંદ થશે એની ધૂલ;
એમાં થશે કલ્યાણ. ૧૦

૧૫ ને બહુ દેશની પ્રજાઓ
માનશે પ્રભુનું પુણ્ય;
તે જગત્ વાસના રાજાઓ
સમજશે તેના ગુણ. ૧૧

૧૬ તે બાંધશે સીઓનતણી ભીત
દેખાશે મહિમાવાન્;
૧૭ શાંભળશે સર્વ પ્રાર્થ નિમિત્ત;
ને તેને દેશે કાન. ૧૨

૧૮ પાછલી પેડી વાંચશે વાત;
ને આખરનાં સંતાન,
સર્વદેશોમાં મનુષ્યજાત,
પ્રભુને ગાશે ગાન. ૧૩

૧૯ આકાશથી પ્રભુ દેખેછે,
ને નજર પાડેછે;
૨૦ ને બહુ કરૂણા રાખેછે;
ને કેદ ઊઘાડેછે. ૧૪

ને જે પર મરણનો ઠરાવ,
તેને છોડાવેછે;
૨૧ એ માટે ભક્તો કરી ભાવ,
તેને વર્ણવેછે. ૧૫

૨૨　ને સીઓનમાં વિશ્વાસીઓ,
　　સભામાં ભલીજાય;
તેવારે બહુ દેશીઓ;
　　ભજનમાં મલીજાય. ૧૬

૨૩　હું થયો નબલો, જીવન ભર;
　　ને પડ્યો અમથો શ્રમ;
૨૪　ઓ મારા દેવ તું દયા કર;
　　ને જીવન સુધી ક્ષમ. ૧૭

પેડીદર પેડી તારા શાલ;
　　તેં સહુ સૃજાવ્યાં છે;
૨૫　પૃથ્વીને રચી પ્રાચીનકાલ;
　　આકાશ બનાવ્યાં છે. ૧૮

૨૬　તેઓ તો સર્વ ટલીજાય;
　　પણ તું છે નિર્વિકાર;
તે જુનાં વસ્ત્ર જેવાં થાય;
　　ને પડેછે સંહાર. ૧૯

૨૭　એવો ને એવો તું ગુણવાન્
　　ને તને નથીજ અંત;
૨૮　ને તારા સેવકનાં સંતાન
　　સ્થીર રેહેશે અત્યંત, ૨૦

---

## ગીત ૧૦૩. (C. M.)

પ્રભુના પ્રેમનું ખરૂં ધ્યાન;
ને તેના મહિમાનું જ્ઞાન.

૧ મારા આત્મા પ્રભુને માન;
ને મારા સહુ વિચાર,
૨ પ્રભુને માનો; મારા જાન
ન ભૂલતા પરોપકાર. ૧

૩ તે પાપની માફી લાવેછે;
તાજું કરેછે તન;
૪ વિનાશથી જીવ બચાવેછે;
બક્ષેછે પુષ્કલ ધન. ૨

૫ તે મારૂં મુખ રૂચાવીને,
બહુ તૃપ્તિ આપેછે;
જુવાની પાછી લાવીને,
સમારી સ્થાપેછે. ૩

૬ જે લોકો લીન તથા લાચાર;
તેઓને કરે સત્ય;
૭ સમજાવ્યો મુસાને કરાર;
ને ઇસ્રાયલને કૃત્ય. ૪

૮ ઈશ્વર કરૂણારૂપ સદા;
ને કોપ કરીને ધીર;
૯ ધમકી નહીં કરશે સર્વદા;
ને ક્રોધ ન કરે સ્થીર. ૫

૧૦ તેણે હમારાં પાપો ભર
નહીં કર્યો પ્રતિકાર;
૧૧ જેમ આકાશ ઊંચું જગત્ પર;
તેમ પ્રીતિ છે અપાર. ૬

૧૨ ઉગમ અસ્તથી દૂર કરેછે,
તેમ તે નિવારે પાપ;
૧૩ ને ઈશ્વર રેહેમ કરેછે;
જેવો દયાલુ બાપ. ૭

૧૪ તે જાણેછે હમારૂં માંસ;
કે તે છે કેવલ ધૂળ
૧૫ મનુષ્યનું જીવન જેવું ઘાસ,
જેમ ફુલે ક્ષેત્રનું ફુલ. ૮

૧૬ તે પર તો વાયુજ વાયછે;
એટલે તે જતું રેહે;
ને તેનું સ્થાન પણ જાયછે;
તે નથીજ થતું રેહે. ૯

૧૭ પણ ઈશ્વર પોતે દયાવાન્
સદા અનાદિ અનંત;
ને ભક્તો તથા સુત સંતાન
પામશે પ્રીતિ અત્યંત. ૧૦

૧૮ ને તેઓ માનેછે કરાર;
ને આજ્ઞા પાલેછે
૧૯ આકાશમાં દેવનો અધિકાર
સર્વ કાલ ચાલેછે. ૧૧

૨૦ ઓ સર્વ દૂતો સામર્થ્યવાન્
કરીને તેનું કામ;
તેની આજ્ઞાને ધરી કાન,
વર્ણાવો તેનું નામ. ૧૨

૨૧ સેવા કરો રે તેની પ્રોજ,
પ્રભુને આપો માન;
૨૨ એમ કરો તેનાં સર્વરાજ,
એમજ કર મારા જાન. ૧૩

---

એની બિજી રચના. (L. M.)

૧ પ્રભુને ભજ; રે મારા જાન,
તેનાં નામને પવિત્ર માન;
૨ રે હૃદય તેનો મહિમા જાણ;
ને માનો તેનાં સહુ કલ્યાણ. ૧

૩ તે કરે તારાં પાપો માફ;
મટાડે સર્વ રોગને સાફ;
૪ નાશથી બચાવી રાખેછે;
પ્રેમ રેહેમ રેડીનાંખેછે. ૨

૫ તેજ તારી તૃપ્તિ ભરેછે;
શરીરને તાજું કરેછે
ગરૂડને જેમ જુવાની છે,
તેમજ તાજગી થવાની છે. ૩

૬ યહોવા ઈનસાફ કરેછે;
ને દુઃખિત લોકો તરેછે;
૭ તેણે મુસાને વર્ણ્યો ધર્મ;
ઈસ્રાયલને જણાવ્યાં મર્મ. ૪

૮ સર્વેશ્વર પ્રીતિવાન્ અપાર;
ને તેને કૃપાના વિચાર.
૯ તે કોપનો ધિમો ઠરેછે;
ને મોટી રેહેમ કરેછે. ૫

૧૦ તે સદા કરશે નહીં વિવાદ;
સદા ન રાખે કોપની યાદ;
ને જેમ હમારાં ઘણાં પાપ;
તેમજ પમાડે નહીં સંતાપ. ૬

૧૧ આકાશો ઊંચાં છે અપાર;
તેમ તેનાં દાનો બેશુમાર.
૧૨ અને તે પાપ દૂર કરેછે,
જેમ અસ્ત ઊગમથી ઠરેછે. ૭

૧૩ બાપ દિકરા ઊપર મેહરબાન;
તેમ ભક્ત પર પ્રભુ કૃપાવાન્.
૧૪ તે જાણેછે હમારૂં મુલ;
હમારૂં તન પૃથ્વીની ધૂળ. ૮

૧૫ મનુષ્યો ઘાસરૂપ થાયછે;
લીલોત્રી જેવા જાયછે.
૧૬ વાયુજ લાગ્યાથી ખરેછે;
મનુષ્યો એવાંજ મરેછે. ૯

૧૭ પરાત્પર રેહેછે સર્વકાલ;
તેથી બિહીનારાં પર કૃપાલ;
તેઓના હકમાં પુણ્યવાન્
ને એને પામેછે સંતાન. ૧૦

૧૮ ને જેઓ માનેછે કરાર;
અને જે આજ્ઞામાં ચાલનાર;
૧૯ એનું રાજ્યાસન છે આકાશ;
પણ સર્વત્ર તેનો પ્રકાશ. ૧૧

૨૦ દૂતો પ્રભુના તાબેદાર,
લીનતાથી કરો નમસ્કાર;
૨૧ ને કરો તેનો આજ્ઞાકાર;
ને માનો તેના સમાચાર. ૧૨

૨૨ અરે પરાત્પરના સહુ સૃષ્ટ,
તમ તેને માનો અતિશ્રેષ્ઠ;
હરજગ્યે કરો તેનું માન;
પ્રભુને માનજે મારા જાન. ૧૩

---

ગીત ૧૦૪. (L. M.)

ભક્ત જોઇને પ્રભુનાં કામ,
વખાણી લેછે તેનું નામ.

૧ મારા આત્મા પ્રભુને માન;
ઓ પ્રભુ દેવ તૂં મહિમાવાન્;
૨ પ્રતાપ ને સત્વ છે લેબાસ;
અજવાલું તેનો પેહેરવાસ. ૧

તૂં કરેછે મેઘનું આચ્છાદ;
૩ ને જલમાં મેડાનું બુન્યાદ;
ને વાદલાઓ રથ કરેછે;
વાયુની પાંખે ફરેછે. ૨

૪ તેજ પવનને કરેછે દૂત;
અને ભડકોજ સેવક અદ્‌ભૂત.
૫ ને નાંખ્યાં ધરતીનાં મંડાણ;
કે તેને પડે નહીં નિર્વાણ. ૩

૬ ને વસ્ત્ર સર્ખું પાણી થાય;
પર્વતો મેદાનો ઠંકાય.
૭ ને તેને માની મટેછે;
તારી ગર્જનાથી ધટેછે. ૪

૮ તેઓ પાહાડ ઊપર ચહડેછે;
ને તલ્યાંઓમાં પડેછે;
૯ પોતાની જગ્યે વેહેછે;
તાં પાણીઓ બંદ રેહેછે. ૫

૧૦ નિચાણમાં ઝરા નિકલેછે,
ડુંગરો વચ્ચમાં ઊકલેછે;
૧૧ ને જાનવરોને પાયછે;
વન ગધેડા તૃપ્ત થાયછે. ૬

૧૨ તાં પક્ષીઓ પણ પેસેછે.
ડાલાંમાં ગાતા બેસેછે.
૧૩ ને મેઘથી ભૂંઇ ભીગેછે;
ને પુષ્કલ દાણા ઊગેછે. ૭

૧૪　ને ઊગે ઢોરનું ઘણું ઘાસ;
ને મનુષ્યોને શાકભિલાસ;
ને તારાં પરોપકારી કામ
પુષ્કલથી ભરેછે સહુ ઠામ.　૮

૧૫　દ્રાક્ષરસ મનુષ્યને આપે સુખ;
ને તેલથી શોભે તેનું મુખ.
અને તે રોટલી ખાતો જાય;
ને આભાર માની ખુશી થાય.　૯

૧૬　ને મોટાં ઝાડો લીલાં છે;
લબાનનમાં રોપેલાં છે.
૧૭　તાં પક્ષીઓ બાંધેછે દર;
દેવદારો કુલસેવીનાં ઘર.　૧૦

૧૮　બકરાં રેહે ડુંગરોમાં
ને સસલાં રેહે ખડકોમાં
૧૯　ચંદ્રથી રૂતનો બંદોબસ્ત;
ને સૂર્ય પણ જાણેછે અસ્ત.　૧૧

૨૦　રાત્રે અંધારૂં પડેછે;
ને વન જનાવર ચહડેછે.
૨૧　ને સિંહો ગાજી જાગેછે;
ને પ્રભુથી અન્ન માગેછે.　૧૨

૨૨ જારે સૂર્યોદય થાયછે,
તેવારે કોતરે જાયછે.
૨૩ મનુષ્યો કરેછે કામકાજ;
આરામ સહિત આવેછે સાંજ. ૧૩

૨૪ દેવ કેવાં ઘણાં તારાં કામ;
બુદ્ધિથી કરયાં છે તમામ:
પૃથ્વીમાં એઓ છે પુષ્કલ;
૨૫ ને તેજ પ્રમાણે મહાજલ. ૧૪

૨૬ તાં તો ચાલેછે બહુ વાહન;
ને તાં મોટા લેવિઆથાન.
૨૭ તૂં સહુનો ટેકો કરેછે;
ને સર્વના ખપો ભરેછે. ૧૫

૨૮ સહુ સંમેટેછે તારાં દાન;
ને તારો હાથ ખવાડે ધાન;
૨૯ પણ જારે તૂં સંતાડે મુખ,
તારે તેઓને લાગે દુઃખ. ૧૬

તેઓનો શ્વાસ તૂં હરેછે,
તેવારે તેઓ મરેછે:
૩૦ પણ તારો આત્મા વાયછે
ને તેઓ પેદા થાયછે. ૧૭

ને બચ્ચાં થાયછે રૂપવંત;
૩૧ ઈશ્વર પ્રતાપી છે અનંત;
પોતાનાં કામમાં રિઝેછે;
૩૨ તે સામી ધરતી ધુજેછે. ૧૮

તે પાહાડોને અડકેછે;
ને તેઓ ધુમ્મા કાહાડેછે;
૩૩ જાં સુધી રેહેશે મારો જાન,
તાં સુધી દે પ્રભુને માન. ૧૯

જાં સુધી રેહેશે એનું સ્થિત,
તાં સુધી થશે દેવનું સ્મૃત.
૩૪ બહુ મિઠું લાગે તેનું ધ્યાન;
ને મને આવશે સમાધાન. ૨૦

૩૫ જગત્થી પાપીઓ ખઇજાય;
ને દુરાચારીઓ ન થાય;
મારા આત્મા પ્રભુને માન;
ને સ્તુતિ કરજે, મારા જાન. ૨૧

---

## ગીત ૧૦૫. (8. 7.)

માનવું દેવનું મોટું નામ;
ને સંભારવું એનું કામ.

૧ રે પરાત્પર આગલ આવો;
કરજો તેની પ્રાર્થના;
અને તેનો વાદ શંભલાવો;
કરજો બહુ આરાધના. ૧

૨ પ્રભુનાં સહુ કામનું ભાખો;
હર્ખી કરો એનું માન;
૩ એના શોધક શાંતિ રાખો;
કુશલ હોઇ રાખો ધ્યાન. ૨

૪ સમર્થ ઈશ્વરને વિચારો;
એની કૃપાના ઊપાય;
૫ સાંભરો તેના ચમત્કારો;
એનાં વચનોમાં ન્યાય. ૩

૬ પસંદ ઇબ્રાહિમનાં કુલો,
અને યાકોબનાં સંતાન,
૭ આપણા પ્રભુનેજ ન ભૂલો:
તે પરએછે સહુ ઇનસાન. ૪

૮ ઇબ્રાહિમને દિધો વાયદો;
૯ તેણે માન્યો એ કરાર;
ઇસિહાક સાથે કિધો કાયદો:
૧૦ યાકોબ સાથે અનુસાર. ૫

૧૧ ઈસ્રાયલને તેણે કહ્યું,
　　તમને હું દઈશ કનાન;
　એ તેઓનું વતન રહ્યું;
　　જારે ન હતાં બહુ સંતાન. ૬

૧૨ થોડાજ હતા, ભટકનારો;
૧૩ 　ઘણા દેશે ઠામો ઠામ;
૧૪ ઠપકો ખાઈને દરબારો,
　　કરી મૂક્યાં જુલમી કામ. ૭

૧૫ મારા લોકને બચાવીને,
　　નબીનું ન કર નુકશાન;
૧૬ અને તે દુકાલ લાવીને,
　　બહુ ઘટાડ્યું દેશનું ધાન. ૮

૧૭ અને એક જન આગલ ગયો
　　યુસફ એનો ખરો ભક્ત;
　અને ભાઈઓથી વેચાયો;
　　કેદમાં પડ્યો ઘણો વક્ત. ૯

૧૮ ને તેઓએ પગ બંધાવ્યા;
　　બેડીઓથી દિધું દુઃખ;
૧૯ પણ ઈશ્વરનો હુકમ આપ્યો;
　　તારે તેને મલ્યું સુખ. ૧૦

૨૦ તેને બાદશાહે છોડાવ્યો;
આખા મિસરની સરકાર;
૨૧ એનાં ઘરમાં પણ બોલાવ્યો;
એને આપ્યો અધિકાર. ૧૧

૨૨ તેણે સરદારો ચલાવ્યા;
વડિલોને આપ્યું જ્ઞાન;
૨૩ મિસરમાં ઈસ્રાયલ વસાવ્યા;
તેઓ રહ્યા હામસ્થાન. ૧૨

૨૪ તાર પછી લોક ઘણા થયા;
મિસર કર્તાં મોટું રાજ;
૨૫ સરકાર લોકો ફરી ગયા;
એઓ થયા દગા બાજ. ૧૩

૨૬ મુસા દેવનો સેવક હતો;
આહરોન એનો પસંદ;
૨૭ તેણે તેમને કર્યા દૂતો
તેઓ કરે કામ બુલંદ. ૧૪

૨૮ દેશ પર તે અંધારું લાવ્યો;
તેઓ થયા તાબેદાર
૨૯ તેણે રક્તમાં નદ ફેરાવ્યો
માછલાં માર્યાં બેશુમાર. ૧૫

૩૦ દેશે દેડકાઓ ઊપજાવ્યા
રાજાઓના મેડામાં
૩૧ માખી બહુ પ્રકારે આવ્યા;
જીવડાં સર્વ છેડામાં. ૧૬

૩૨ મેઘને બદલે કરાં વાગ્યાં;
ને અગ્નિના ભડકા બહુ;
૩૩ તેણે દ્રાક્ષ અંજીરો ભાંગ્યાં
સીમે ભાંગ્યાં ઝાડો સહુ. ૧૭

૩૪ બોલ્યો એટલે ટીડો થયા;
અને કીડાઓ પુષ્કલ;
૩૫ અને લીલાં શાક ખાઈગયાં;
ખાધાં ક્ષેત્રોનાં સહુ ફલ. ૧૮

૩૬ તેણે માર્યા પેહેલવેલાં;
અને સર્વ પેહેલવાન્;
સુંનું રૂપું બહુ પામેલા,
તેઓ થયા બહુ શ્રીમાન્. ૧૯

૩૭ જારે તેમણે રજા લિધી,
તારે મટ્યું મોટું ભય;
૩૮ કેમજે વસ્તિ ભારે બિધી;
તારે લોકને થયો જય. ૨૦

૩૯ અને મેઘ આચ્છાદન લાગ્યું,
રાત્રે અગ્નિના પ્રકાશ;
અને તેમણે અનાજ માગ્યું;
અને ઉઘડાયું આકાશ. ૨૧

૪૦ તિતરા-રોટલા ઘણા મળ્યા;
તેણે ફાડ્યા મોટા પાણ;
૪૧ તારે પાણી ઘણાં ઊકળ્યાં;
રાનમાં થયું એ કલ્યાણ. ૨૨

૪૨ સેવક ઇબ્રાહિમને તારી,
માન્યું હુકમોનું કામ
૪૩ જય કરી લોકને ઊગારી,
દિધાં સુખ તથા આરામ. ૨૩

૪૪ અન્ય લોકની જમીન આપી,
આપ્યું અન્ય લોકનું કામ;
૪૫ અને ધર્મની રીતિ સ્થાપી;
મોટું માનો તેનું નામ. ૨૪

---

## ગીત ૧૦૬. (8. 7.)

દેવનું રક્ષણ; એનાં લક્ષણ;
રૂપને તજવું; દેવને ભજવું.

૧ દેવને ભજો; માની જજો;
તે ઊપકારક છે અપાર;
૨ રેહેમ ટકે; કોણ કહી શકે,
દેવના સર્વ ચમત્કાર. ૧

૩ દેવની પ્રીતિ; દેવની સ્મૃતિ
જે જે કરે, તેને સુખ;
૪ તારે ભાવે; કૃપા ફાવે:
તૂં જોવાડ પોતાનું મુખ. ૨

૫ ત્રાણ બતાવજે; મને લાવજે;
તારા લોકોનું કલ્યાણ;
હર્ખી રહિશ; ને હું કહિશ
તારા વતનનું વખાણ. ૩

૬ તો પણ બાપો, કરી પાપો,
માનતા ન હતા ઊપકાર
૭ વિસરી ગયા, એની દયા;
અને દાનો બેશુમાર. ૪

૮ શક્તિ પાડી; નામ દેખાડી,
તેણે કર્યો બહુ ઊગાર
૯ જલ ધમકાવ્યું; ને શુકાવ્યું;
લાવ્યો સભાને આરપાર. ૫

૧૦ બહુ પરદેશી; વેરવેશી,
  એમનો તેણે કર્યો જય;
૧૧ પાણી ચહડયાં; વૈરી બુડયા;
  માટે સર્વનો થયો લય. ૬

૧૨ તારે જાણી, એની વાણી,
  લોકે ગાયાં સ્તુતિ ગાન;
૧૩ પાછા ફરી; ઢોંગ પણ કરી,
  ચાહ્યું નહીં પ્રભુનું જ્ઞાન. ૭

૧૪ તેઓ લોભી; દેવને ક્ષોભી,
  પછી અર્જી થઈ કબૂલ;
૧૫ કઠણ પડ્યા; મુસા નડ્યા;
  આહરોનને પ્રતિકૂલ. ૮

૧૬ તારે ફાટી, ભૂમિ માટી;
  ગલ્યો દાથનને આ ઠામ;
૧૭ ડુબાઇ ગયો; મરતો રહ્યો;
  સભા સુદ્ધાં આબીરામ. ૯

૧૮ અગ્નિ સલગ્યો; તેમને વલગ્યો;
  આગે બાલ્યા ગુનહગાર;
૧૯ મૂર્ત્તિ ઘડી; ઊંધા પડી,
૨૦  પૂજ્યો વાછડો-આકાર. ૧૦

૨૧ ઈશ્વર તારક; ચમત્કારક,
એને ભૂલી કરી ભ્રાંત;
૨૨ હામને વાસે; દરિયા પાસે,
ભૂલ્યા પ્રભુના વૃત્તાંત. ૧૧

૨૩ દેવનો વિચાર;– કરૂં સંહાર;
તારે મુસા થયો મધ્યસ્થ;
ક્રોધ ફેરાવી; લોક બચાવી,
તેણે તેમને કિધા સ્વસ્થ. ૧૨

૨૪ દેશ વખોડી; આજ્ઞા તોડી,
૨૫ તેમણે કરયા બહુ વિરોધ;
૨૬ શિક્ષા મારી; બહુ ધિક્કારી;
માટે રાનમાં થયો ક્રોધ. ૧૩

૨૭ વંશ વિખેરયા; અને વેરયા;
ઘણા દેશે સ્થાનો સ્થાન;
૨૮ દેવને તજી; મૂર્તને ભજી
ખાધાં પૈતૃક બલિદાન. ૧૪

૨૯ દુષ્કર્મ કરયાં; દેવને નડ્યાં;
માટે લાગ્યો મોટો રોગ;
૩૦ ફિનહાસ આવ્યો; ન્યાય કરાવ્યો;
માટે મટ્યો તેનો ભોગ. ૧૫

૩૧ એમ કરીને; સિદ્ધ ઠરીને,
ન્યાયી થયું તેનું નામ;
૩૨ મેરીબાહે, બહુ ગુનાહે
મુસાને લાગ્યું એ કામ. ૧૬

૩૩ એને નડ્યા; આડા પડ્યા;
તેણે કહી અજાણી વાત;
૩૪ હુકમ તોડ્યા; વૈરી છોડ્યા;
કિધો નહીં તેઓનો ઘાત. ૧૭

૩૫ ભેલા થયા; બગડીગયા;
શિખ્યા પારકાનો વટાલ;
૩૬ મૂર્તો ઘડી; ઊંધા પડી,
માની કુધર્મીની ચાલ. ૧૮

૩૭ છોકરાં લિધાં, બાલયજ્ઞ કિધા;
ભૂતને કિધો ભુડો ધર્મ;
૩૮ તેમને માર્યાં; લોહી કાઢ્યાં;
મૂર્ત્તિ પૂજી કરી શર્મ. ૧૯

૩૯ દેશ વટલીને; લોક બગડીને,
કરતા કરતા વ્યભિચાર;
૪૦ માટે ઈશ્વર, આખા દેશ પર,
થયો ઘણો ક્રોધાકાર. ૨૦

૪૧ માટે વૈરી, લડાઈ કરી,
કરવા લાગ્યા ઘણું જોર;
૪૨ રાજ્ય લઇને; દુઃખ દઈને,
થયા તેમના પર કઠોર. ૨૧

૪૩ વારે વારે; બહુજ પ્રકારે,
દેવે કર્યો ઠેઠ ઊદ્ધાર;
તેઓ છુટી, પાછાજ હટી,
થયા પાપોથી લાચાર. ૨૨

૪૪ તેમણે ફરી; અર્જી કરી,
તારે તેણે દિધો કાન;
૪૫ કરી વાયદા; તથા કાયદા,
થયો ઘણો મેહેરબાન. ૨૩

૪૬ તેમના ધણી, તેમની ભણી
કરવા લાગ્યા મિત્રભાવ.
૪૭ ઈશ્વર તારક; બહુ ઊપકારક,
તૂં વિદેશીથી બચાવ. ૨૪

જાણી કામને, એનાં નામને,
આપણને આનંદ પમાય;
૪૮ દેવ યહોવા, એની સેવા
ઇસ્રાયલમાં સદા થાય; ૨૫

લોકો કેહે, એમજ રેહે,
દેવના મોટા ગુણ મનાય.

---

## ગીત ૧૦૭.(7.6.)

ભક્તને હોય ઘણાં દુઃખ
તો પણ તેને ઊકલે સુખ;

૧ પ્રભુનોજ ઊદ્ધાર સારો;
ને તેની દયા નિત;
૨ ને તેણે સહુ છુટકારો
પમાડ્યો છે નિશ્ચિત. ૧

૩ લોકોને ભેલા કર્યા;
અગાઊ તો ચારો ગમ;
૪ તેઓ બહુ ભટકી ફર્યા .
ને કર્યો ઘણો શ્રમ. ૨

૫ તેઓને શેહેર ન મળ્યાં;
ને લાગી ભુખ પેઆસ
તેઓના જીવો ગળ્યા;
ને કાઢ્યા બહુ નિશ્વાસ. ૩

૬ તેવારે પ્રાર્થના ક્રાવી,
પ્રભુએ કર્યું ધ્યાન;
૭ સિધે માર્ગે ચલાવી
પમાડ્યું વશાસ્થાન. ૪

૮ ઓ મનુષ્ય, મનમાં આણો
　　પ્રભુનો બહુ આભાર;
મનુષ્યને સારુ જાણો,
　　એના બહુ ચમત્કાર. ૫

૯ તે જીવના ખપો ભરે
　　પમાડે સુખ આનંદ,
૧૦ કેદીનો છુટકો કરે,
　　જે બેડીઓમાં બંદ. ૬

તેઓ તો દેવને નડ્યા;
૧૧　ને એથી થયા દૂર;
ને આજ્ઞાભંગક પડ્યા;
　　ને કર્યું બહુ ફિતૂર. ૭

૧૨ એ માટે મોટા થયા
　　તેઓનાં દિલમાં શ્રમ;
મૂર્છાગતજ થઈ ગયા
૧૩　પોકાર્યા દેવની ગમ. ૮

તેણે તેઓને છોડ્યા;
　　ઊઘાડ્યો અંધકાર,
૧૪ તેઓનાં બંધન તોડ્યાં
　　ને કિધો ઠેઠ ઊદ્ધાર. ૯

૧૫ એ મનુષ્ય મનમાં આણો
　　પ્રભુનો બહુજ આભાર;
　મનુષ્યને સારૂ જાણો
　　એના બહુ ચમત્કાર. ૧૦

૧૬ પિત્તલની ભાગલ ભાંગી;
　　ભાંગ્યા લોહોડાનાં દ્વાર;
૧૭ મૂર્ખોને પીડા લાગી
　　તેઓ તો ગુનહગાર. ૧૧

૧૮ જીવો તો બાજ કંટાલે:
　　ને મરવા જેવા થાય:
૧૯ પ્રાર્થના કરે તે કાલે;
　　ને દુઃખથી શાંતિ પાય. ૧૨

૨૦ કે તેનો શબ્દજ આવે:
　　તો થાયછે કલ્યાણ;
　ને તે વિનાશ મટાવે;
　　અને છોડાવે પ્રાણ. ૧૩

૨૧ એ મનુષ્ય મનમાં આણો
　　પ્રભુનો બહુ આભાર;
　મનુષ્યને સારૂ જાણો
　　એના બહુ ચમત્કાર. ૧૪

૨૨ તેઓએ તો ચહડાવવાં
સ્તોત્રોનાં બલિદાન;
ને તેનાં કામ બતાવવાં,
ને હર્ષે દેવું માન. ૧૫

૨૩ જે મોટાં વાહણોમાં
સાગરમાં ફરેછે,
ને મહા પાણીઓમાં
જે વેપાર કરેછે, ૧૬

૨૪ તે લોકને બિહીવડાવે
મોટું જલમયસ્થાન;
૨૫ દેવ લેહેરો ચહડાવે;
ચહડાવે બહુ તુફાન. ૧૭

૨૬ આકાશની તરફ ચહડે;
ને ઊંડા ડુબી જાય;
તેઓને ગભરાટ પડે;
ને ઘણી ધાસ્તિ થાય. ૧૮

૨૭ ને ભમતા ભમતા ડોલે;
ને હોશ પણ બુડેછે;
૨૮ ને દેવની અર્જ બોલે;
તે દુઃખથી છોડેછે. ૧૯

૨૯ સાગરમાં શાંતિ કરે;
ને લેહરો બેશેછે;
૩૦ તેઓને વિશ્રામ ઠરે;
ઠેઠ બંદર દિશેછે. ૨૦

૩૧ ઓ મનુષ્ય મનમાં આણો
પ્રભુનો બહુ આભાર;
મનુષ્યને સારૂ જાણો
એના સહુ ચમત્કાર. ૨૧

૩૨ ને તેના ઈમાનદારો
જણાવશે તેનાં કામ;
તેઓના સર્વ સરદારો
વર્ણવશે તેનું નામ. ૨૨

૩૩ મહા નદીને કિનારે
તે રાનજ કરેછે
૩૪ અને તે પાપને મારે
દેશ ઊજડ કરેછે. ૨૩

૩૫ ને પછી ઊજડ રાનમાં,
સરોવર નિકલેછે;
ને સુકેલાં મેદાનમાં
ઝરાઓ ઊકલેછે. ૨૪

૩૬　તાં ભુખ્યા લોકો આવે;
　　શેહેરો બાંધી જાય;
૩૭　ને દ્રાક્ષનાં ક્ષેત્ર વાવે;
　　અનાજની ઊપજ થાય.　૨૫

૩૮　તેઓને તે વિડારે;
　　ને તેઓ વધીજાય;
　તેઓનું ઢોર વધારે;
　　કે તેઓ ન ઘટાય;　૨૬

૩૯　ને પછી તેમને ચહડે
　　બલાત્કાર તથા દુઃખ;
　ને કંગાલપણું પડે;
　　ને મટે સઘું સુખ.　૨૭

૪૦　સરદારોને તુચ્છ પાડે;
　　પમાડે બહુ ગભરાટ;
　ને અરણ્યમાં ભમાડે;
　　જાં કોઇ નથી વાટ.　૨૮

૪૧　ગરીબોને ઊંચકાવે;
　　ને આપે ઘણું માન;
　ને મોટું કુટુંબ આવે;
　　ટોલાં જેવાં સંતાન.　૨૯

૪૨ ને નીતિવાન્ જોઇને,
ભોગવશે બહુ ઊલ્લાસ;
પાપીઓ શાંત ઓઇને,
થશે અખંડ ઉદાસ. ૩૦

૪૩ જેને પ્રબોધ ન થવે,
તે કરશે એ વિચાર;
તેને પ્રભુજ ભોગવાવે
પોતાનો પરોપકાર. ૩૧

---

## ગીત ૧૦૮. (L. M.)

આ ગીતમાં પ્રભુનો આભાર;
ને તે હમારો મદદગાર.

૧ દેવ મારૂં હૃદય છે ગંભીર;
ને મારો મહિમા થયો સ્થીર;
૨ હું તને ગાઊં ગીતના રાગ;
જાગજે કિનુર; ને વીણા જાગ. ૧

વેલાં કરીને જાગી રહિશ;
૩ ને લોકમાં તને સ્તુતિ કહિશ;
ને સર્વ દેશમાં ગાઇશ ગીત;
કે તારી રેહેમ અગણિત. ૨

૪ ને મેઘો સુધી તારૂં સત્વ;
ને ગગન કર્તાં મહામહત્વ.
૫ ને પૃથ્વી પર તારો પ્રતાપ;
પ્રીય લોકોને તારણ આપ. ૩

૬ જમણા હાથવડે મને તાર;
ને ઉત્તર આપીને ઊગાર;
૭ પરિશુદ્ધ બોલ્યો એ વૃત્તાંત;
હું ભાંગી કરિશ શેકમ પ્રાંત. ૪

સકથ મેદાન મપાવી જઈશ;
૮ ગિલ્યાદ તથા મનાસ દઈશ;
એફ્રાયમમધ્યે સબલ રાજ;
યહુદામધ્યે ન્યાયનો તાજ. ૫

૯ મારા છે મોઆબ એદમ દેશ;
હું કરિશ પલસ્તમાં પ્રવેશ;
૧૦ કિલ્લામાં મને લાવશે કોણ?
એદમે ચલાવશે કોણ? ૬

૧૧ હે દેવ શું તારી મદદ ગઈ?
શું તારી કુમક પૂરી થઈ?
૧૨ દુઃખથી હમને દે આરામ.
અમથાં તો બીજાં સર્વ નામ. ૭

૧૩ ને તારે હાથે મટશે ભય;
વેરી પર પામિશું જય જય.
(માનો પ્રભૂનો બહુ આભાર;
કાંજે હમારો તે તારનાર) ૮

---

## ગીત ૧૦૯ (S. M.)

યહુદાનાં ફિતૂર ને ઘાત;
પ્રભુનો પ્રેમ--એ આગમ વાત.

૧ હે ઈશ્વર તારૂં મુખ,
તૂં છુપું રાખે કેમ?
૨ દુષ્ટલોકો દાબે મારૂં સુખ;
ને બકે ભુંડા વેહમ. ૧

૩ દ્વેષ તથા તોહોમત,
મારા પર નાંખેછે;
૪ હા, તોહોમત નાંખેછે મફત
શત્રુતા રાખેછે. ૨

હું કરિશ વાત વિનીત;
ને સિધો ચાલુંછું;
૫ ને દુશમનાઈને બદલે નિત,
હું પ્રેમજ વાળુંછું. ૩

૬ તો જમણે હાથે થાય
મોટો શત્રુજ અખંડ;
૭ ને જારે થશે તેનો ન્યાય,
તેને લગડાશે દંડ. ૪

૮ ને થોડા તેના વાર;
ને તેનું પ્રાર્થન પાપ;
ને બિજો લેશે અધિકાર.
સુત થશે વગરબાપ. ૫

૯ ને વિધવા તેની વહુ;
૧૦ ને છોકરા ભમીજાય;
ને રોટલી માગી યાચે સહુ;
ને ક્ષેત્ર ઊજડ થાય. ૬

૧૧ ને તેની માલ મિલકત,
લોભીયા પકડશે;
લોકો બગાડશે મેહેનત;
૧૨ ને દયા નહીં જડશે. ૭

૧૩ કોઈ ન કરશે હેત;
વંશને ન દે પ્રણામ;
પણ પાછલી પેડી ટલે નિત;
ન ચાલે તેનું નામ. ૮

૧૪ ને તેના પિતૃપાપ
પ્રભુથી નહીં વિસરાય;
ને અપરાધી માતા બાપ
ઈશ્વરથી ન ખમાય. ૯

૧૫ અને તેઓનાં નામ
ભૂલવાશે સર્વદા;
પણ પ્રભુ જાણશે ભુંડાં કામ;
ને દેશે દુખ સદા. ૧૦

૧૬ તે નહતો દયાવાન્;
સતાવ્યા નમ્ર લોક;
મારીને કંગાલોના જાન;
તેઓને દિધો શોક. ૧૧

૧૭ ને તેણે ચાહ્યો શાપ;
તો તે રેહેશે શાપિત;
ને તેણે શોધ્યું માત્ર પાપ,
તેમ થશે પાપસહિત. ૧૨

૧૮ અને શાપ વસ્ત્રરૂપ,
અંગરખો પેહેરાય;
એ માટે તેલને અતરરૂપ,
એનાં અંગોમાં જાય. ૧૩

૧૯ ને જેવો જામો થાય
તેમ તેને પડે શાપ;
જેવો કમરબંદ પેહેરાય;
તને લપેટશે પાપ. ૧૪

૨૦ હા, મારા દુશમનો
પામશે આ પ્રતિકાર;
જે બોલતાં રેહે દુર્વચનો,
તે લેશે પાપનો ભાર, ૧૫

૨૧ અરે રે મારા દેવ,
તૂં મને પ્રેમ જોવાડ;
દુઃખથી બચાવી મારો જાન,
મને પમાડજે આડ. ૧૬

૨૨ હું તો ગરીબ કંગાલ;
મારો જીવ ગલેછે;
૨૩ ને છાયા જેવા મારા કાલ
ગુજરાઈ ટલેછે. ૧૭

૨૪ ને મારો જીવ ઊદાસ;
જે નિંદા બોલેછે;
૨૫ તે કરેછે બહુ ઊપહાસ;
ને માથું ડોલેછે. ૧૮

૨૬ તૂં મને દે નિજાત;
દયાનેજ અનુસાર;
૨૭ કે તેઓ જાણે તારો હાત;
ન; તારો પરોપકાર. ૧૯

૨૮ તેઓ કરશે કુકર્મ;
તૂં આપિશ સુવૃત્તાંત;
તેઓ ઉઠીને પામશે શર્મ;
પણ તારા સેવક શાંત. ૨૦

૨૯ તેઓને ઢાંકે લાજ;
ને થશે બહુ હેરાન;
હું કાઢિશ ગાયનનો આવાજ
ને કરિશ તારૂં ધ્યાન. ૨૧

૩૦ તેને તારી સ્તુતિ કહિશ;
જે જુલમથી મરનાર,
૩૧ તૂં તેને જમણે હાથે રહિશ
ને કરિશ ઠેઠ ઊગાર. ૨૨

---

ગીત. ૧૧૦ (L. M.)

તારનાર, ઈશુનું ઊત્થાન;
તથા રાજ્યનું આગમ જ્ઞાન.

૧ પ્રભુને દેવનો એ સંબોધ;
　કે જમણું આસન તને થાય
ને વૈરીઓ તથા વિરોધ,
　પરાભવ પામશે તારે પાય. ૧

૨ શીઓનથી શક્તિ ફાવીને
　તૂં શત્રુઓમાં કર સરકાર;
ને રાજી લોકો આવીને,
　સહુ કરશે તને આજ્ઞાકાર. ૨

૩ શુદ્ધ તથા શોભાવાન છતાં
　ઓસનાં ટીપાંથી બેશુમાર;
૪ ને તને યાજકની સત્તા
　પ્રભુનો બંદોબસ્ત નિર્ધાર. ૩

૫ ને જમણું આસન ભરીને,૧
　પ્રભુ ચહડાવશે ક્રોધાવેશ;
૬ ને રાજાઓને હરીને,
　તે પ્રજા કરશે ઘણા દેશ. ૪

ને શત્રુઓને મારીને,
　બહુ દેશમાં થશે ફતેહમંદ;
૭ ને માર્ગમાં તૃષ મટાડીને,
　તે સદા પામશે જય આનંદ. ૫

---

એની બિજી રચના. (8. 5.)

૧ પ્રભુ પાસે દેવ ભાખ્યો
એવો મોટો બોધ,
તે પાદાસન તલે નાંખ્યો
સંધાજનો વિરોધ. ૧

એટલામાં તૂં ઠરી રેહેશે;
જમણીજ ગમ હમેશ;
૨ એની શક્તિ માની લેશે,
સીઓનથી સહુ દેશ. ૨

વૈરીઓને તૂં દબાવિશ;
આવે તારો વક્ત
૩ તારે રાજી કરી લાવિશ
શુદ્ધ કરેલા ભક્ત. ૩

તેઓ બહુ રૂપાલા ઠરતાં
સુંદર શોભાવાન્;
ને સવારે ઓસ પણ કર્તાં
થાશે બહુ સંતાન. ૪

૪ ને પ્રભુનો વાયદો એવો;
એની વાતજ સત્ય;
તૂં મેલકિજદકના જેવો
યાજક થાશે નિત્ય. ૫

૫ પ્રભુ તારે જમણે હાથે
કરશે ભારે ક્રોધ
અને રાજાઓને માથે
નાંખશે બહુ વિરોધ. ૬

૬ તે તો ઘણી શક્તિ કરશે
પારકાં સ્થાનોમાં;
ઘણાં મુડદાંઓને ભરશે
બહુજ શ્મશાનોમાં. ૭

ઘણા દેશીઓને પાડશે;
એ જીતાઈ જાય;
૭ નદીથી પેઆસ મટાડશે;
સહુથી મોટો થાય. ૮

---

ગીત ૧૧૧. (7)

દેવના ગુણો, સનાતન;
એઓ વિશે ખરૂં જ્ઞાન.

૧ દેવને માનો, મારાં મન
અને ભજશે મારા જાન;
ભેલા થાયછે શુદ્ધ જન
તાં હું રાખિશ તેનું ધ્યાન. ૧

૨ ઈશ્વરતણા ચમત્કાર
હેતે બહુ શોધવાના છે;
૩ માટે તેનોજ અધિકાર
તથા સત્વ જાણવાનાં છે. ૨

૪ ને પોતાનાં બહુ ચરિત્ર
તેણે તો શંભલાવ્યાં છે;
તે વિશ્વાસીઓનો મિત્ર;
વિપત્તથી છોડાવ્યાં છે. ૩

૫ લોકોથી બીહેછે;
તે તેઓને આપે ધાન;
તે વિશ્વાસુ રેહેછે;
વચનવાતનો સાવધાન. ૪

૬ તેણે તો પોતાનાં કામ
લોકોને દેખાડ્યાં છે;
અને અન્ય લોકના ઠામ;
રેહેમથી પમાડ્યા છે. ૫

૭ તેના હાથમાં મલે નિત
સત્‌ગુણ તથા પૂરો ન્યાય;
૮ તેની આજ્ઞાઓ ખચીત
સર્વકાલ સનાતન થાય. ૬

૯ તેણે કિધું સત્ય અત્યંત
લોકની ખંડણીનું કામ;
વાયદો થયો છે અનંત;
સ્તુતિ યોગ્ય છે તેનું નામ. ૭

૧૦ દેવનાં ભયથી બુદ્ધિ થાય;
જેઓ જાણે સત્ઊપદેશ;
તેમનાં હૃદયને સમજાય;
તેની સ્તુતિ રેહે હમેશ. ૮

---

ગીત ૧૧૨. (L. M.)

જેનું ઈશ્વરનું જ્ઞાની મન,
તે પુરૂષને બહુ મોટું ધન.

૧ ઈશ્વરને ભજી ગાઓ ગાન;
જે લોકો તેના ભક્તિવાન્;
ને આજ્ઞાને લગાડે મન;
તેઓને ઈશ્વર પાસે ધન. ૧

૨ તેઓને આવશે સમર્થ પુત
હો, નીતિવંત મુબારક સુત;
૩ ને તેનાં ઘરમાં રેહેશે માલ;
ને નીતિ ટકશે સર્વકાલ. ૨

૪ યથાર્થી લોકો છે કૃપાલ;
ને રાતમાં ઉગેછે ઊજાલ;
૫ કરૂણા દાયક નીતિવાન્;
સુજન જણાયછે મેહેરબાન. ૩

૬ તેના વ્યવહારમાં વિવેક;
તે સદા નહીં હલાશે છેક;
૭ ને તેનું સ્મરણ છે સંતત;
ને તેને થશે નહીં દુર્ગત. ૪

૮ દેવનો ભરોશો રેહેશે સ્થીર;
તે રેહેછે કુશલ ને ગંભીર.
કે જોશે પાપનો પ્રતિકાર
વેંચીને પડેછે ઊદાર. ૫

૯ દરિદ્રીઓને આપે દાન;
તે ટકી રેહેશે નીતિવાન્;
અને ઊઠવાશે સિંગ પ્રતિષ્ઠ:
એને અદેખા થાય પાપિષ્ઠ. ૬

૧૦ અદાવત કરશે એ ઊપરાંત;
ને દુઃખે કકડાશે દાંત;
ને વેલા થશે એમનો ક્ષય;
ને પાપી ઇચ્છાઓનો લય. ૭

## ગીત ૧૧૩. (L. M.)

પરાત્પર મોટો મહિમાવાન્;
હીન જનનો કરેછે પ્રસાદ.

૧ ઈશ્વરને ભજી ગાઓ ગાન;
ઓ ભક્તો તેને પાડો શાદ;
૨ પ્રભુનાં નામને આપો માન
ને સદા માનો આશીર્વાદ. ૧

૩ એમ કરવું હવેથી સહુ કાલ;
સૂર્યના ઊગમ, તેના અસ્ત;
૪ સર્વમાં ઈશ્વર છે ભૂપાલ;
પ્રભુને માનો લોક સમસ્ત. ૨

૫ ને આકાશ ઊપર તેના ગુણ;
તે ઊચ્ચસ્થાનને ભરેછે;
૬ અથવા પરાત્પર જેવો કોણ;
ભૂ ખગોલ જોઈ ઊતરેછે. ૩

૭ ગરીબને ધૂળથી કાહાડેછે;
૮ ભુંઇથી કરેછે ઊત્થાન;
ને મેહેલમાં બેસાડેછે;
લોકોના સરદારો સમાન. ૪

૯ વાંજણી થાશે ગૃહસ્થણી;
હા, તેને થશે બહુસંતાન;
ને ઘરમાં રેહે ધણીઆણી;
ઈશ્વરને ભજી કરો, ગાન. ૫

---

## ગીત ૧૧૪. (૭)

જેણે કર્યા ચમત્કાર
મનુષ્યોનો તે તારનાર.

૧ ઇસ્રાયલનાં સહુ સંતાન;
મુકીગયા મિસરસ્થાન;
તજી રહ્યાં પારકો દેશ,
કર્યો વતનનો પ્રવેશ. ૧

૨ ને યહુદા શુદ્ધસ્થાન;
ને ઇસ્રાયલ રાજ્યધાન.
૩ દરિઆમાં થયું સ્થલ;
પાછું પડ્યું યર્દનજલ. ૨

૪ પાહાડો કુદ્યા બકરારૂપ;
અને ડુંગર કોકરારૂપ;
૫ દરિઆ કેમ થયો સ્થલ?
ને કેમ હટ્યું યર્દનજલ? ૩

૬ પાહાડો કુદીગયા કેમ?
ડુંગરો કેમ કાંપ્યા એમ?
૭ ભુંઈ ઈશ્વર આગલ ડર;
કાંપતાં એને નમન કર. ૪

૮ આખા પથરનું મેદાન;
તાં તો થયું પાણીસ્થાન;
જાં ચકમકના કઠણ પાહાડ
તાં પાણી ઝરે એવો ખાડ. ૫

---

## ગીત ૧૧૫. (L. M.)

મૂર્ત્તિભક્તોનો ખોટો હાલ;
પરાત્પર સમર્થ ને કૃપાલ.

૧ ઓ પ્રભુ હમને નહીં પ્રતાપ;
પણ ફકત તારાં નામને આપ.
તારા સત્‌ગુણનેજ અનુસાર;
૨ અન્ય લોકોનો શો વિચાર? ૧

કે હવે તેનો દેવ કાં છે?
૩ પણ પ્રભુ આકાશમાં તાં છે.
તે આપ્પી સ્વેચ્છા કરેછે;
૪ પણ મૂર્તો ધાતૂજ ઠરેછે. ૨

૫ મુખો છતાં પણ ભાખે નહીં;
આંખો છતાં પણ દેખે નહીં;
૬ કાનો છતાં પણ સુને નહીં;
નાકો છતાં પણ સુંઘે નહીં. ૩

૭ હાથો છતાં પણ ઝાલે નહીં;
પગો છતાં પણ ચાલે નહીં.
ગલાથી કાહાડે નહીં ઉચ્ચાર;
૮ એવા તેઓના સહુ ઘડનાર. ૪

ને જેઓ કરે એ વિશ્વાસ,
૯ ઇસ્રાયલ થજે દેવનો દાસ.
૧૦ આહરોનના ઘર પ્રભુને માન;
તે એનો મદદગાર બલવાન્. ૫

૧૧ પ્રભુના ભજનાર એને માન;
તે એનો સમર્થ શક્તિવાન્.
૧૨ ઈશ્વર હમારી કરશે યાદ;
તે દેશે ઘણો આશીર્વાદ. ૬

૧૩ ઇસ્રાયલ આહરોનના ઘર;
ને નાના મોટા ભક્તો પર;
૧૪ ને તેમને દેશે ઘણાં દાન;
અને વધારશે સુતસંતાન. ૭

૧૫ દેવે બનાવ્યા જગ આસ્માન;
અને તે આપેછે વરદાન.
૧૬ પ્રભુએ રાખ્યું છે આસ્માન;
મનુષ્યને દિધું મર્ત્યસ્થાન. ૮

૧૭ મુયલા આપે નહીં પ્રણામ,
જેઓનો થયો છાનો ઠામ.
૧૮ હમે રાખિયે દેવનું જ્ઞાન;
ને સદા કરિયે તેનાં ગાન. ૯

---

એની બિજી રચના. (8. 5.)

૧ હે ઈશ્વર પ્રભુ નહીં હમને;
હમનેજ છેક નહીં;
સ્તુતિ લે પોતાનાં નામને
દયા સાચાઈ સહી. ૧

૨ અન્ય ધર્મીઓ કેમ બકે!
તારો દેવ બતાવ;
૩ ખરો દેવ આકાશમાં ટકે;
તેને આત્મિક ભાવ. ૨

જે જે ચાહે તે તે કરે;
એને સર્વજ્ઞાન;
૪ કારીગરો મુર્તી ઘડે
સોના રૂપાવાન્. ૩

૫ હા તેઓને મુખો ઘડ્યાં;
તો પણ ભાખે નહીં;
આંખો જેવાં અંગો જડ્યાં;
તો પણ દેખે નહીં. ૪

૬ ને તેઓને કાન બનાવ્યા;
તો પણ સૂને નહીં;
અને નાકો પણ રચાવ્યાં;
તો પણ સુંઘે નહીં. ૫

૭ ને તેઓને હાથો મલ્યા;
તો પણ ઝાલે નહીં;
ને તેઓને પગો ભલ્યા,
તો પણ ચાલે નહીં. ૬

ગલામાંથી શાદ ન પડે
તેઓ તો નિર્જીવ;
૮ એમના સરખા જેઓ ઘડે
એવા ખોટા દેવ. ૭

જે લોકો એઓના યુક્તો
તેઓજ કરે એમ;
૯ રે ઈસ્રાયલ ખરા ભક્તો
દેવમાં ખઈ ક્ષેમ. ૮

૧૦ તેના સેવક તેને ભજો
તેમાં પૂરૂં સાહ્ય;
૧૧ સઘલા તેના ભક્તો થજો
તેથી તારણ થાય. ૯

૧૨ દેવ હમારૂં સ્મરણ કરી,
દેશે આશીર્વાદ;
ઈસ્રાયલ આહરોન તરી,
પામશે એની યાદ. ૧૦

૧૩ નાનાં મોટાં પામશે દયા
પામેછે શુદ્ધતા.
૧૪ તમે તથા છોકરાં છૈયાં
પામોછો વૃદ્ધતા. ૧૧

૧૫ દેવે આકાશ ભૂમિ સૃજ્યાં
તમને આપ્યાં દાન;
૧૬ અને તેથી આકાશ ઊપજ્યાં
એનું મહિમાસ્થાન. ૧૨

ને પૃથ્વીના દેશો થયા;
મનુષ્યોનાજ ઠામ;
૧૭ જે જે લોકો મરીગયા
તે નહીં કરે કામ. ૧૩

જે પરલોકે ઊતરી જશે
રેહછે મરણ સહિત;
૧૮ હમને દેવની સ્તુતિ થશે;
ગાઓ તેનાં ગીત. ૧૪

---

## ગીત ૧૧૬. ( L. M. )

સુભક્તો માનેછે પ્રસાદ
અને માગેછે આશીર્વાદ.

૧ હું કરૂંછું ઈશ્વરની પ્રીત;
તે મારો ઠર્યો સાવચિત.
૨ ને દયા રાખી મારા પર,
હું પ્રાર્થના કરિશ જીવન ભર. ૧

૩ હું મોતનોજ થયો ભયભીત
અને પરલોકનો બહુ પીડિત;
૪ ને થયો ઘણાં દુઃખનો ભાર
માગ્યો પ્રભુ પાસે ઊદ્ધાર. ૨

કરી પ્રભુનાં નામની જાણ,
ઓ પ્રભુ કરજે મારૂં ત્રાણ.
૫ ઈશ્વરની કૃપાજ ઘણી છે;
તે સાત્વિક આપણી ભણી છે. ૩

૬ તે લીનોને સંભાળેછે;
ને મારા જીવને પાળેછે;
૭ ઓ મારા આત્મા જે આરામ
ઈશ્વર પમાડેછે તે પામ. ૪

૮ તે મોતથી મને તારેછે;
ને મારો શોક ઉતારેછે.
ને પાતકથી પગ ઝાલેછે;
૯ તો મારો આત્મા ચાલેછે. ૫

૧૦ હું કહી માનુંછું વિશ્વાસ;
પણ જારે થયો બહુ ઉદાસ.
૧૧ તારે ઉતાવલી કરી વાત;
કે બદ્ધાં મનુષ્યોને ભ્રાંત. ૬

૧૨ ઈશ્વર તો મને આપે ક્ષેમ;
હું શું કરીને માનું તેમ?
૧૩ મુક્તિના વાડકાને પીજઇશ
અને પરાત્પરનું નામ લઇશ. ૭

૧૪ ને તેના સેવકના જાણતાં,
હું વાલિશ સ્તોત્રની માનતા;
૧૫ પ્રભુને શુદ્ધનું મોત મૂળવાન્;
હે દેવ હું તારો ભક્તિમાન્. ૮

૧૬ હું તારી સેવકણીનો પુત;
હું છુટકો પામી કરૂં સ્તુત;
૧૭ હું તને માનીને વિનીત;
વંદન કરિશ ભક્તોજ સહિત. ૯

૧૮ ને તારૂં શેહેર યરૂસલેમ
તાં મલી રેહેછે પૂરૂં ક્ષેમ.
૧૯ ને તાં છે તારૂં શુભસ્થાન;
પ્રભુને ગાયાં કરો ગાન. ૧૦

---

એની બિજી રચના. (8. 6.)

૧ મેં પ્રભુ પાસે કર્યો શાદ;
ને તેણે દિધો આશીર્વાદ;
હું કરિશ તેની પ્રીત.
૨ હા, તેણે મને ધર્યો કાન;
એ માટે તેનું કરી માન,
હું ભજન કરિશ નિત. ૧

૩ હું મોતનો થયો બહુ ભયભીત;
પરલોકના ડરથી બહુ પીડિત;
ને થયો દુઃખનો ભાર;
૪ મેં કરી બહુજ આરાધના;
ને ઈશ્વરની બહુ પ્રાર્થના;
ઓ ઈશ્વર મને તાર. ૨

૫ ઈશ્વરને જાણો પ્રીતિમાન્;
ઈશ્વરને માનો સત્‌ગુણવાન્
ને દયાવાન્ અપાર;
૬ લીનોને દેવ સંભાળેછે;
ને મને ઊગાર આલેછે;
જેવારે હું લાચાર. ૩

૭ ઓ મારા આત્મા જે આરામ,
ઈશ્વર પમાડેછે તે પામ;
તે તો અપાર ઉદાર;
૮ મરણથીજ મને તાર્યો છે;
ને મારો શોક ઉતાર્યો છે;
ને સાધ્યો છે સુધાર. ૪

૯ હું ચાલિશ દેવની સામણે;
૧૦ એનીજ ઊત્તમ શિખામણે;
હું માનુંછું વિશ્વાસ;
૧૧ મેં કરી એ ઊતાવળી વાત;
કે બધાં મનુષ્યોને ભ્રાંત;
ને થયો બહુ ઊદાસ. ૫

૧૨ મને ઈશ્વરનો મોટો પ્રેમ;
તે મને પાડેછે બહુ ક્ષેમ;
હું માનું તેનો પાડ;

૧૩ મુક્તિના વાડકાને પોજઈશ;
ને પ્રભુ દેવનું નામજ લઈશ:
તે ભયથી દેશે આડ. ૬

૧૪ ને તેના લોકોના જાણતાં;
હું વાળિશ સ્તુતિની માનતા:
ને કરિશ તેનું સ્મરણ;
૧૫ પવિત્ર લોકને દાટશે ધૂળ;
પણ એને લાગેછે અમૂળ
એવા લોકોનું મરણ. ૭

૧૬ હું ઈશ્વર તારો સેવક છું;
ને તારો નમ્રભાવક છું;
ને સેવકણીનો પુત;
અને તેં છોડ્યા મારા બંદ;
હું માનિશ તારૂં નામ બુલંદ;
ને કરિશ તારૂં સ્તુત. ૮

૧૭ ને તેના લોકોનાં જાણતાં;
હું તો વાળિશ મારી માનતા:
જાં તેનું શુદ્ધસ્થાન;
૧૮ હા, તેનું શેહેર યરૂસલેમ;
તાં મલી રેહેછે પૂરૂં ક્ષેમ;
ઈશ્વરને કરો ગાન. ૯

ગીત ૧૧૭. (6. 4.)

પ્રભુને આવશે માન;
સર્વને આવશે જ્ઞાન.

૧ ઈશ્વરને કરો ગાન,
સહુ લોકના સમુદાય;
૨ હમને મેહેરબાન
એના સહુ અભિપ્રાય;
તો આપો માન;
ઈશ્વરનું સત
જાણો સંતત;
ને કરો ગાન. ૧

---

એની બિજી રચના. (L. M.)

૧ દેવને ભજો સહુ દેશીઓ;
ને સર્વ ધરતી વાસીઓ;
૨ તે આપણી ભણી પ્રીતિવાન્
ઈશ્વરને સદા કરો ગાન. ૧

---

એની ત્રિજી રચના. (L. M.)

૧ રે આકાશ તલે સહુ પ્રદેશ;
ત્રાતાને કરો ગાન હમેશ;
ને સ્તુતિ કરજો તેને પાય;
હરદેશ તથા હરબોલીમાંય. ૧

૨ તૂં ઈશ્વર સદા દયાવંત;
ને તારાં વચન સત્ય અનંત;
તે જલે સ્થલે ફેલી જાય;
ને સદા તારૂં માન કરાય. ૨

---

## ગીત ૧૧૮. (૧.)

ભક્તનું દુઃખ ને સમાધાન
ત્રાતાનો ધિક્કાર ને માન.

૧ માનો ઈશ્વરનો ઊપકાર;
તેની દયા છે અપાર;
૨ ઈસ્રાયલ કરો ઊચ્ચાર
તેની દયા છે અપાર. ૧

૩ આહરોનના ઘર વિચાર,
તેની દયા છે અપાર;
૪ ભક્તો કરો એ નિર્ધાર;
તેની દયા છે અપાર. ૨

૫ દુઃખમાં લિધું તેનું નામ;
તેણે દિધો મોકલો ઠામ,
૬ મને દેવ સંભાલેછે,
મનુષ્યનું ચાલેછે? ૩

૭ પ્રભુ કરશે મારૂં સાહ્ય;
હુંથી વેરી પર જોવાય;
૮ મનુષ્યોનો ઇતિબાર,
ને કર્તાં તેનો આભાર. ૪

૯ સરદારોનો ઇતિબાર,
તે કર્તાં તેનો આભાર.
૧૦ સર્વ લોકો ઘેરેછે;
તો પણ તેઓ હારેછે. ૫

દેવને નામે થશે જય;
એથી થશે તેમનો લય
૧૧ તેઓ ઘેરતા ઘેરેછે;
દેવને નામે હારેછે. ૬

૧૨ મધમાખ જેવા થાયછે;
આગ જેવા હોલવાયછે;
તેને નામે હારેછે
૧૩ જેઓ ધક્કા મારેછે. ૭

ઈશ્વર મારો મદદગાર;
૧૪ મારી શક્તિ ગીત ઉદ્ધાર;
૧૫ સાત્વિક લોકો ઠામે ઠામ
બોલે મુક્તિની કલામ. ૮

૧૬ તેના હાથનું બલ અપાર

તેના હાથમાં ચમત્કાર;

૧૭ હું તો કરિશ દેવનું માન;

એનો જમણો હાથ બલવાન્. ૯

૧૮ દેવે મને માર્‍યો છે;

પણ મોતથી ઉદ્ધાર્‍યો છે.

૧૯ મને ખોલો સત્‌નાં દ્વાર;

તેમાં કરિશ આવકાર. ૧૦

દેવની સ્તુતિ ફાવેછે;

૨૦ તાં શુદ્ધ લોકો આવેછે;

૨૧ હું તો કરૂં દેવનું લક્ષ;

કાંજે તેમાં ખરો મોક્ષ. ૧૧

૨૨ સ્થપતિઓનો ધિક્કાર;

થયું મંદિરનું મિનાર;

૨૩ દેવનું તે ઘડેલું છે;

આશ્ચર્યવાન્ થયલું છે. ૧૨

૨૪ દેવ આ દિન ઠરાવેછે.

તેમાં આનંદ ફાવેછે;

૨૫ હે દેવ હવે હમને તાર;

હવે કુશલતા વધાર. ૧૩

૨૬ હવે આવનારો જે જન,
દેવને નામે તેને ધન;
જાં પ્રભુનું શુદ્ધસ્થાન,
હમે આપ્યું છે વરદાન. ૧૪

૨૭ પ્રભુ પોતે આપશે જ્ઞાન;
તે હમારો દેવ ગુણવાન્;
વેદિતણાં સિંગડાં પર,
બલિદાનના બાંધ્યા કર. ૧૫

૨૮ પ્રભુને હું આપિશ માન;
તેને માનિશ મહિમાવાન્;
૨૯ માનો તેનો બહુ આભાર
તેની દયા છે અપાર. ૧૬

---

એની બિજી રચના. (8. 6.)

૧ પ્રભુને કરો ગીતનો નાદ;
તે દયાવાન્ અત્યંત;
ને તેનો પ્રેમ અનંત;
૨ ઓ ઇસ્રાયલ ઊચ્ચારો શાદ;
૩ ને સેવકો પણ કોહો સુવાદ
કે તેના પ્રેમ અનંત;
કે તેના પ્રેમ અખંડ અનંત. ૧

૪ હા, તેની મેહેર સત સંતત;
જે તેથી બિહેછે,
તેઓ એમ કેહેછે;
મને તો લાગી બહુ વિપત્ત;
૫ પણ તેણે માની છે મિનત;
ને તે છુટકો દેછે;
૬ ને મારે પક્ષે તે રેહેછે, ૨

માટે મને ન લાગશે ભય,
સહુ મનુષ્યો અશક્ત;
૭ જે લોકો મારે યુક્ત,
તેઓને પ્રભુ આપશે જય;
ને વૈરીઓને થશે ક્ષય;
૮ જે દેવ માત્રના ભક્ત,
તે તો મુબારક છે હરવક્ત. ૩

૯ મનુષ્યના ઇતિબાર કર્તાં,
ગુણકારી સત્ વિશ્વાસ:
૧૦ ને દેશે બહુ ઊલ્લાસ;
સરદારોનું સાહ્ય કર્તાં
સહુ દેશીઓ મને ઘેરતાં;
૧૧ પણ પ્રભુ કાઢશે શ્વાસ;
ને ક્ષય કરીને પાડશે ત્રાસ. ૪

૧૨ તેઓની ઉપમા મધમાખ;
મને બહુજ નડેછે;
પણ અગ્નિ ચહડેછે;
ને જલદી તેને ઢાંકે રાખ;
૧૩ તેમજ તેઓને હરી નાંખ;
તારૂં નામ જડેછે;
ને તેઓ હારી પડેછે. ૫

વૈરીએ ધક્કો માર્યો છે;
કે હું થાઊં પતિત;
૧૪ પણ પ્રભુજ મારી સહિત;
ને મારો આત્મા તાર્યો છે;
ને મારો જીવ ઉગાર્યો છે;
તો પ્રશંસાનાં ગીત,
૧૫ મારે હર્ષીને ગાવવાં નિત. ૬

ને નીતિવાન્ લોકોના ઠામ
વગાડે શુભ વૃત્તાંત;
પ્રભુનો જમણો હાત,
કરેછે ઘણાં મોટાં કામ;
૧૬ હા, તેનો હાથજ તથા નામ
નહસાડશે સહુ જમાત;
એકાએક તથા અકસ્માત્. ૭

૧૭ ન મરી રેહેશે મારો પ્રાણ;
હું સદા જીવી રહિશ;
પ્રભુનાંજ કામો કહિશ;
૧૮ તું આપી શિક્ષાનું પ્રમાણ,
દૂર કરિશ મારાથી મસાણ;
૧૯ તું બાંણું ઓલીદઈશ;
અને હું તેની ભીંતર જઈશ. ૮

૨૦ આ પરમાત્મા દેવનું દ્વાર;
જે નીતિવંતો થાય,
તેઓ તો અંદર જાય;
૨૧ હું માનિશ પ્રભુનો આભાર;
તેં માન્યો મારો પ્રાર્થોચ્ચાર;
ને મારી મુક્તિમાંય;
તારો છે મહાપ્રેમ ઊપાય. ૯

૨૨ સ્થપતિઓએ તુચ્છ કર્યું
મથાલુમાં તે પાણ
૨૩ પામી છે બહુ વખાણ;
પ્રભુનાં કામથી એમ ક્ર્યું;
તે હમને અજાયબ ઠર્યું;
૨૪ દેવે કર્યું નિર્માણ
આ દિવસ જેમાં થયું લાણ. ૧૦

२५ ओ समर्थेश्वर मने तार;
ने हुं पर करजे प्रेम;
ने देजे पूरूं क्षेम:
२६ प्रभुने नामे जे आवनार,
ते आशीर्वादी छे अपार;
मंदिरमां आवे जेम,
तेम प्रवर्तावे ओरो नियम. ११

२७ ईश्वरे आप्यो छे प्रताप;
तो बांधो बलिदान;
वेदिनां सिंग समान;
२८ तूं मारो वाहालो प्रभु बाप;
रेहेम राखीने दे मिलाप;
२९ ने हमे करिओ गान;
केमके तूं सदा कृपावान्. १२

---

गीत ११९. (९. ७.)

जे सत्वेदोथी नहीं हाले
बहु मुबारक ओवा जन.

अलिफ् १

१ शुद्ध मनुष्यो मार्गे चाले,-
सत् मार्गे तेओने धन;
२ तेओ प्रभुनी वात पाले;
अने तेने आपे मन. १

૩ એઓ તો અન્યાય ન કરે
રાખે તેની સિધી રાહ;
૪ લોકો મારી આજ્ઞા ધરે,
એવી ઈશ્વરની સલાહ. ૨

૫ ઈશ્વર મારી ચાલ સુધારત,
એનાં શાસ્ત્રને અનુકૂલ;
૬ તો કંઈ લાજ મને ન વારત;
આજ્ઞાની ન કરૂં ભૂળ. ૩

૭ આત્માથીજ હું તને ભજીશ;
માનિશ તારોજ અધિકાર;
૮ મને લાચાર તૂં નહીં તજીશ;
માનિશ તારો શાસ્ત્રસાર. ૪

બેથ ૨.

૯ જુવાન શાથકી શુદ્ધ ચાલે!
સતૂલિઓનો કરવો બોધ.
૧૦ મારૂં હૃદય આજ્ઞા પાલે;
મેં તો કિધો તારો શોધ. ૫

૧૧ દિલમાં તારૂં વચન માની
મૂલગું હું ન કરૂં પાપ.
૧૨ પરમાત્મા તૂંજ વરદાની;
મને તારો નિયમ આપ. ૬

૧૩　મારા હોઠોએ જણાવ્યા
　　તારાં મોહોડાના કરાર;
૧૪　તારાં વચન આનંદ લાવ્યા,
　　જેવું ઘણું ધન સંસાર.　૭

૧૫　તારી વાતને હૃદય ધરિશ;
　　અને જોઇશ તારાં વૃત્ત;
૧૬　આજ્ઞાઓમાં આનંદ કરિશ;
　　અને કરિશ નહીં વિસ્મૃત.　૮

ગિમલ　૩

૧૭　હું જીવીને શબ્દે ચાલું;
　　માટે મને થા ઊદાર;
૧૮　મારા પર ચમકાવ અજવાલું;
　　જોઇશ નિયમના ચમત્કાર.　૯

૧૯　હું પૃથ્વીમાં છું પ્રવાસી
　　વિધિ તૂં નહીં રાખિશ ગુપ્ત;
૨૦　મારાં દિલમાં બહુજ ઊદાસી;
　　ન્યાયે મને કરજે તૃપ્ત.　૧૦

૨૧　શાપિત ગર્વિતને ધમકાવ્યા;
　　તારા વિધિના ભૂલનાર;
૨૨　મેં તો વાયદાઓ રખાવ્યા;
　　તૂં મટાડી દઇશ ધિક્કાર.　૧૧

૨૩ નિંદા કરેછે સરદારો;
મેં તો કર્યો નિયમ શોધ;
૨૪ તારા લેખોના વિચારો
આલેછે મુખ્ય શાંતિ બોધ. ૧૨

દાલથ ૪

૨૫ ધૂળમાં મારો જીવ નમાવ્યો;
શબ્દે મને તૂં જીવાડ;
૨૬ તારા માર્ગો મેં જણાવ્યા,
શાંભળિરા મને તૂં શિખાડ. ૧૩

૨૭ મને આજ્ઞા તૂં સમજાવિરા;
તારા ચમત્કાર જણાય;
૨૮ તારા શબ્દે ધીરજ લાવિરા;
નહીં તો મારી શાંતિ જાય. ૧૪

૨૯ કાઢી મારાથી કુમાર્ગને;
કૃપા કરી ન્યાય મનાવ;
૩૦ મેં પસંદ કર્યો સુમાર્ગને:
અને રાખ્યો તારો ભાવ. ૧૫

૩૧ અને વાયદાઓને ઝાલું;
ઓ દેવ મને ન શરમાવ;
૩૨ તારા આજ્ઞાપથે ચાલું;
માટે તૂં દિલાસો લાવ. ૧૬

૩૩ તૂં તો આજ્ઞાપથ બતાવિશ;
તે સમારશે મારી ચાલ;
૩૪ મને નિયમથી વાત મનાવિશ
હું તે પાળિશ સદાકાલ. ૧૭

૩૫ મારી રાહમાં તૂં સંચાવિશ:
તેમાં મને બહુ આનંદ;
૩૬ મારૂં અંતઃકરણ મનાવિશ;
લાભનો ન થશે સંબંદ. ૧૮

૩૭ વેહેમથી મેં આંખ ફેરાવી
માર્ગમાં મને તૂં જગાડ;
૩૮ તારા ભક્તને તૂં બચાવી,
તારૂં ખરૂં ભય શિખાડ. ૧૯

૩૯ અને સહુ ધિક્કારો કાહાડજે
તારા ઈનસાફ સારા છે;
૪૦ મને નીતિમાં જીવાડજે;
મને ઉત્તમ ધારા છે. ૨૦

વા ૬

૪૧ તારી મોટી દયા આવો;
અને વાણુનો અનુસાર;
૪૨ ધમકીઓને તે દબાવો;
મને લખ્યો છે આધાર. ૨૧

૪૩ મારૂં મુખ સત્‌વાતો કેહેશે;
તારી આજ્ઞાઓ ઇચ્છિત;
૪૪ તારી સાથે નિયમ રેહેશે;
મનોરંજક થશે નિત. ૨૨

૪૫ હું હમેશાં મોકળો ચાલિશ:
તારા વિધિનો મહતાજ;
૪૬ સરદારોમાં સત્‌વાત બોલિશ;
મને છેક ન પડે લાજ. ૨૩

૪૭ મનમાં તારા હુકમ લાવિશ;
તેઓ મને બહુ પસંદ;
૪૮ હું તેઓને હાત ઊઠાવિશ;
પામિશ તેઓથી આનંદ. ૨૪

જૈન ૭

૪૯ સેવકને વચન સંભારજે;
તેમાં મારી આશા છે;
૫૦ તેથી સંકટમાં જીવાડજે;
તેમાં બહુ દિલાસા છે. ૨૫

૫૧ ગર્વી મનુષ્યે ધિક્કાર્યો
પણ હું ભૂલ્યો નથી નેમ;
૫૨ તારો હુકમ મેં સંભાર્યો;
તેમાં મારૂં ખરૂં ક્ષેમ. ૨૬

૫૩ દુર્જન નેમને તજ્યા કરે;
માટે હું છું બહુ ભયભીત;
૫૪ ને પરદેશાને મારે ઘરે,
તને ગાઊં વંદન ગીત. ૨૭

૫૫ ઓ યહોવા તારાં નામો
રાતે મને આવ્યાં છે;
૫૬ તેમાં મારો બહુ વિશામો;
તારા શબ્દો ફાવ્યા છે. ૨૮

ખેથ ૮

૫૭ મેં કહ્યું કે લેખો પાલું;
પ્રભુ દેશે આશીર્વાદ;
૫૮ વાયદાઓમાં તું કૃપાલુ;
મારા ઊપર કર પ્રસાદ. ૨૯

૫૯ મારી ચાલ પર ચિંતા જાગી;
ફરી વલ્યો તારી ગમ;
૬૦ માટે મને વાર ન લાગી;
હુકમ માનવાને એકદમ. ૩૦

૬૧ જાલીમ જથે મને લુટ્યો;
પણ હું કરૂં તારી યાદ;
૬૨ રાતે સ્તોતો કરવા ઊઠ્યો;
માનુંછું તારો સત્‌વાદ. ૩૧

૬૩ તારા લોકોનો હું સાથી;
જેઓ કરે તારો ભાવ;
૬૪ ભૂમિ ભરપૂર છે દયાથી;
મને કાયદાઓ શિખાવ. ૩૨

તેથ ૯

૬૫ તારા વાયદાઓ પ્રમાણે,
મને તેં પમાડ્યો પ્રેમ;
૬૬ મારો આત્મા બુદ્ધિ જાણે;
મેં સમાર્યો તારો નેમ. ૩૩

૬૭ દુઃખની અગાઊ ભટકીગયો:
હવે આજ્ઞા પાળું છું;
૬૮ મને તૂંજ દયાશીલ થયો;
તને માનતો ચાલું છું. ૩૪

૬૯ જુઠી તોહોમત મુકે ઢોંગી;
આજ્ઞામાં હું થયો સ્થીર;
૭૦ તેમની છાતી ઘણી ઢોંગી.
પણ હું નિયમથી ગંભીર. ૩૫

૭૧ મને દુઃખથી શિક્ષા કરતાં,
તારી સેવા સારી છે;
૭૨ અપાર સોનાં રૂપાં કરતાં
તારી વાત ગુણકારી છે. ૩૬

યૂદ ૧૦

૭૩ મને રચ્યો તારા હાથે;
તારા હુકમો સમજાવ;
૭૪ ભક્તો હર્ખી મારી સાથે,
રાખશે વચનો પર ભાવ. ૩૭

૭૫ તારા ઇનસાફ ખરા લાગે;
તારી શિક્ષા કૃપાવાન્;
૭૬ મારો આત્મા કૃપા માગે;
વાયદાઓમાં સમાધાન. ૩૮

૭૭ તારી મેહેર મને થાઓ
તારા લેખે મને સુખ;
૭૮ અહંકારી લોક શર્માઓ,
જેઓ દે છે અમથું દુઃખ. ૩૯

૭૯ ભક્તો મને ભીઆં ફરશે;
જેઓ જાણે તારૂં જ્ઞાન;
૮૦ મારૂં હૃદય સાજું કરશે;
એવું મને આવે માન. ૪૦

કાફ ૧૧

૮૧ ઊદ્ધારનો હું તૃષિત હોઊં;
રાખુંછું સુવાર્ત્તા ભાવ;
૮૨ મારી આંખે ઘણો રોઊં;
આશા દઈને તૂં આવ. ૪૧

૮૩ હું ધુમાડામાં મશક જેવો;
હુકમોથી હું નહીં જઈશ;
૮૪ ને ઊતાવળો ઘરડો એવો,
શત્રુનો હિસાબ તૂં લઈશ. ૪૨

૮૫ જેઓ નાંખે ઘણી ફાંસી;
તેઓ માનતા નથી ન્યાય;
૮૬ તારી આજ્ઞાઓ વિશ્વાસી;
મને તૂં કરાવિશ સાહ્ય. ૪૩

૮૭ મારો નાશજ કરવા માંડે;
પણ હું તજતો નથી ધ્યાન;
૮૮ પ્રેમે મને તૂં જીવાડે;
તો હું માનું ખરૂં જ્ઞાન. ૪૪

લામદ ૧૨

૮૯ દેવે આકાશમાં સમાસ્યા
એનાં વચન સર્વકાલ;
૯૦ સર્વ દેશો પણ વિડાસ્યા;
તૂં વિશ્વાસુ ઠરે હાલ. ૪૫

૯૧ તારા નિયમથી સહુની સ્થિતિ;
સર્વ લોકો તારા દાસ;
૯૨ જો ન ભાવત તારી નીતિ
તો હું પામત મરણત્રાસ. ૪૬

૯૩　તારા વિધિ નિત્ય સંભારિશ;
　　તેથી હૃદય જાગ્યું છે;
૯૪　તારો છું; તૂં મને તારિશ
　　મેં તો વિધાન માન્યું છે.　૪૭

૯૫　જુઠા લોકો મને શોધતા;
　　કરૂં સાક્ષિનો વિચાર;
૯૬　જતી રહી છે સર્વ સિદ્ધતા
　　તારા હુકમ છે અપાર.　૪૮

મેમ ૧૩

૯૭　તારા કાયદાઓ ચાહીને,
　　આખો દિવસ કરૂં ધ્યાન;
૯૮　મારી સાથે નિત્ય રહીને,
　　મને આપે પરમજ્ઞાન.　૪૯

૯૯　બધા શિખવનારા કર્તા
　　સાક્ષિઓને વાંચુંછું;
૧૦૦　વડિલોથી સમજુક વધતા
　　વિધિઓને સાચવુંછું.　૫૦

૧૦૧　મારો પગ કુકર્મથી છુટ્યો
　　હવે વાયદા રાખુંછું;
૧૦૨　તારા ઇનસાફથી ન હટ્યો
　　તારી પાસે શિખુંછું.　૫૧

૧૦૩ તારા શબ્દો એવા ઇચ્છિત

મોહોમાં મધથી મિઠો સ્વાદ;

૧૦૪ રીતિઓથી થાઉં સમજીત

હું કંટાલું સહુ કુવાદ. ૫૨

નુન ૧૪

૧૦૫ પગને સારૂ લેખ છે દીવો;

માર્ગને સારૂ છે મસાલ;

૧૦૬ મેં તો કિધો વાયદો એવો

તેથી હું સમારિશ ચાલ. ૫૩

૧૦૭ મને ઘણોજ ઉદાસ જાણી,

તારાં વચને જીવાડ;

અને રાજી અર્પણ આણી,

૧૦૮ મને તારો ન્યાય શિખાડ. ૫૪

૧૦૯ અને હું જીવ હાથે રાખી,

ભૂલતો નથી તારૂં જ્ઞાન.

૧૧૦ ભુંડા લોકે ફાંસી લાખી,

પણ હું કરૂં તારૂં ધ્યાન. ૫૫

૧૧૧ તારા વાયદા મારૂં વતન;

તેમાં મને હર્ષ અત્યંત;

૧૧૨ દિલમાં કર્યું તેનું યતન;

વિધિ માનવાને અનંત. ૫૬

સામેક ૧૫

૧૧૩ અમથા મતને હું કંટાળું;
આજ્ઞા મને ભાવેછે;
૧૧૪ તૂંજ તો શરણ છે માયાળુ;
વાતે ઉમેદ આવેછે. ૫૭

૧૧૫ સહુ કુકર્મીઓ દૂર જાઓ
હું જોઈશ પ્રભુની વાટ:
૧૧૬ મારો આત્મા ઊંચકાઓ
મને પડે નહીં ગભરાટ. ૫૮

૧૧૭ તારે હાતે કુશળ ચાલિશ
તારૂં શાસ્ત્ર માનું નિત;
કુધર્મીને હું કંટાળિશ;
૧૧૮ તેમનું કપટ છે પતિત. ૫૯

૧૧૯ તૂં સહુ પાપીઓ દૂર કરિશ;
તારા વાયદા ધરૂંછું;
૧૨૦ હું ધ્રૂજીને તૂંથી ડરિશ;
ને ઈનિસાફથી ડરૂંછું. ૬૦

એન ૧૬

૧૨૧ મેં તો સાચો ન્યાય કરાવ્યો
તૂં ન કરિશ મારો ત્યાગ;
૧૨૨ ઈશ્વર મને જામીન થાવો
ગર્વિષ્ઠને ન મલશે લાગ. ૬૧

૧૨૩ હું તો તારણની વાટ જોઊં.
અને પામું સુવર્त्तમાન;
૧૨૪ તારો પરોપકાર ન ઓઊં;
એ માટે દે પરમજ્ઞાન. ૬૨

૧૨૫ મને તારો વાયદો ભાવ્યો,
તેનું ફલ સંપૂર્ણ સાધ;
૧૨૬ તારાં કામનો સમય આવ્યો
લોકને ઘણા અપરાધ. ૬૩

૧૨૭ સોનાં કરતાં દેવના વિધિ;
મને લાગેછે મૂળવાન્;
૧૨૮ તારી નીતિ અપાર સિધી
પાપનું કરવું અપમાન. ૬૪

ફે ૧૭

૧૨૯ તારી સાક્ષી તારિફ લાયક;
એવી મને ભાવેછે;
૧૩૦ હૃદયમાં અજવાલું દાયક;
ભોલાને શિખાવેછે. ૬૫

૧૩૧ મેં તો મુક્યા ઘણા નિશ્વાસ
તારી વાતનો ઘણો શોક;
૧૩૨ મને જોઈ દેજે વિશ્વાસ
એવા તારા પ્રીયલોક. ૬૬

૧૩૩ લેખમાં મને ચલાવીને;
　　પાપથી મને છુટકો કર;
૧૩૪ જબરદસ્તથી બચાવીને,
　　મને ચલાવ આયુષ્યભર. ૬૭

૧૩૫ સેવક પર અજવાળું ઊકલે;
　　નિયમપ્રાપ્તિ મને સાધ;
૧૩૬ નદી જેવા આંશુ નિકલે;
　　કારણ તેમનો અપરાધ. ૬૮

ત્સાદે. ૧૮

૧૩૭ ઈશ્વર તૂં સંપૂર્ણ યથાર્થી;
　　તારા બદ્ધા ન્યાયો નેક;
૧૩૮ તારી સાક્ષીઓ સતાર્થી;
　　તારી વાતમાં સત્ વિવેક. ૬૯

૧૩૯ મારી હોંસે મને ખાધો;
　　દ્વેષી ભૂળે તારી વાત;
૧૪૦ તારા લેખમાં નિરપરાધો;
　　માટે એમાં મલે શાંત. ૭૦

૧૪૧ તારા ધારાઓ ન ભૂલું;
　　નબલો છું તથા કંગાલ;
　મુખે તારી સત્વાત બોલું;
૧૪૨ 　તારી સચાઈ સર્વકાલ. ૭૧

૧૪૩ મને લાગ્યાં વિપત્ત ક્લેશો;
તારી આજ્ઞા કરે શાંત;
૧૪૪ તારી સાક્ષી છે હમેશાં;
તારી બુદ્ધિથી વિશ્રાંત. ૭૨

કોફ. ૧૯

૧૪૫ હૃદય બોલ્યું દેવ ઊપકારી;
હું તો કરિશ નિત્યાચાર:
૧૪૬ પ્રભુ પાસે મેં હાંક મારી;
ચાલિશ લેખને અનુસાર. ૭૩

૧૪૭ હું પ્રભાતની અગાઉ ઊઠું:
અને કરૂં તારૂં ધ્યાન;
ને મધ્યરાતે જાગી બેઠું:
૧૪૮ મનમાં શિખું તારૂં જ્ઞાન. ૭૪

૧૪૯ પ્રીતિ કરી શાંભલી વાણી:
મને જીવથી કર ચતુર;
૧૫૦ જેઓ માગે મારી હાણી,
તારા વિધિથી તે દૂર. ૭૫

૧૫૧ ઈશ્વર તૂં છે મારી પાસે;
તારા હુકમ સત્ અત્યંત;
૧૫૨ ને હું જાણુંછું વિશ્વાસે
તારી સાક્ષી છે અનંત. ૭૬

રેશ ૨૦

૧૫૩ મારા બહુ સંતાપ વિચારજે;
હું ન ભૂલું તારા પાડ;
૧૫૪ મારા વાદ કરીને તારજે;
મને વચનસર જીવાડ. ૭૭

૧૫૫ ભુંડાઓથી તારણ દૂર છે;
કાંજે માગતા નથી નેમ;
૧૫૬ તારી રેહેમ શ્રેષ્ઠ જરૂર છે;
દનસાફ કરી દેજે ક્ષેમ. ૭૮

૧૫૭ ઘણા જાલીમ પુઠે લાગે;
પણ હું જાણું તારાં કામ;
૧૫૮ પાપી જોઇને સુખ ભાંગે;
તેઓ તોડેછે કલામ. ૭૯

૧૫૯ તારા કાયદા લાગે ઊત્તમ;
મને જીવાડ પ્રેમસહિત;
૧૬૦ તારા લેખો સાચા પ્રથમ;
અને સાચા રેહેશે નિત. ૮૦

શિન ૨૧

૧૬૧ સરદારો બહુ પુઠે લાગે;
તૂંથી બિહે મારૂં મન;
૧૬૨ તારાં વચનથી જીવ જાગે;
કોઇને જેમ મલે ધન. ૮૧

૧૬૩ જુઠી વાતો હું ધિક્કારૂં;
તારી વાતમાં રિઝુંછું;
૧૬૪ ને હર દિવસ ન્યાયને સારૂ;
સાત વાર તને ભજુંછું. ૮૨

૧૬૫ તેમને જે લગાડે યુક્તિ;
તેઓ ઠોકર છેક ન ખાય;
૧૬૬ ઈશ્વર પાસે માગું મુક્તિ;
અને માનું તારો ન્યાય. ૮૩

૧૬૭ મારા જીવે સાક્ષી પાલી;
તને મેં લગાડ્યું લક્ષ;
૧૬૮ તારી સાક્ષીઓમાં ચાલી,
માગુંછું સત્પથ પ્રત્યક્ષ. ૮૪

તા ૨૨

૧૬૯ રે દેવ તને વાણી સૂચો;
વચન સર તું બુદ્ધિ બક્ષ;
૧૭૦ મારા પ્રાર્થો તને પોહોંચો;
વાયદા સર તું મને રક્ષ. ૮૫

૧૭૧ સ્તુતિ મારા હોઠો બોલશે;
જારે સાંભરૂં વિધિ સહુ;
૧૭૨ અને જીભ સત્વાતો બોલશે;
તારી વાતો સિધી બહુ. ૮૬

૧૭૩ આવી તારી મોટી શક્તિ;
તારા ધારા છે પસંદ;
૧૭૪ કેવો ઇચ્છું તારી મુક્તિ;
તેમાં મને પરમ આનંદ. ૮૭

૧૭૫ ગેટાંરૂપ હું ભટકીગયો;
પ્રેમ કરીને મને શોધ.
૧૭૬ કેમકે સાવચિત્ત હું થયો;
માન્યો તારો સહુ પ્રબોધ. ૮૮

---

## ગીત ૧૨૦ (7.)

ભક્ત નિવારી જુઠી રાહ,
માગેછે દેવની સલાહ.

૧ મને લાગ્યું ભારે દુઃખ;
ઈશ્વર લાગ્યો કૃપાવાન્
૨ ઓ દેવ બંદ કર જુઠાં મુખ;
બંદ કર કપટી જબાન. ૧

૩ હાયરે કપટી જબાન,
તૂં શાં શાંનો કરે શોધ?
૪ શું શું આવશે પ્રતિદાન?
અગ્નિ સર્બો દેવનો ક્રોધ. ૨

૫ હાયરે ઘણી ઘણી વાર,
૬ મારા સાથીઓ વિરૂદ્ધ;
૭ હું તો સલાહનો ચાહનાર;
તેઓ કર્યા કરે યુદ્ધ. ૩

---

## ગીત ૧૨૧. (L. M.)

જેને મલે દેવનું રક્ષણ
તે ન પામે ભુંડાં લક્ષણ.

૧ હું પાહાડોની તરફ જોઊં;
તાંથી મદદ પામતો હોઉં;
૨ જેણે પૃથ્વીને સૃજાવી,
તે છે મારો મિલભાવી. ૧

૩ તારા પગને ન સરકાવશે;
તેને નિદ્રા કંઈ ન આવશે;
૪ હા, ઇસ્રાયલને જે પાલે,
તે ઉંઘ નિંદ વિના સંભાલે. ૨

૫ પ્રભુ રેહેછે તારી સાથે;
તારી છાયા જમણે હાથે;
૬ દહાડામાં સૂર્ય ન વાગશે;
રાત્રે ચંદ્ર પણ ન લાગશે. ૩

૭ ઈશ્વર ભુંડાથી ઊગારશે;
તારા આત્માને તે તારશે;
૮ પ્રભુ તારી ચાલ સુધારશે:
અને સર્વકાલ સમારશે. ૪

---

એની બિજી રચના. (C. M.)

૧ હું પર્વતોને દેખુંછું;
તે મારો ન તજનાર;
૨ ઈશ્વરની આશા રાખુંછું;
તે સર્વનો સૃજનાર. ૧

૩ તે તારો પગ ન નિસરાવશે:
તે જાગરૂત રખેવાલ;
૪ ને તેને નિદ્રા ન આવશે;
જે કરેછે સંભાલ. ૨

૫ તે તને થશે છાયારૂપ;
તે થશે જમણે હાત:
૬ તને ન વાગે રોજની ધૂપ;
ન વાગે ચંદ્રરાત. ૩

૭ તે મદદથી સંભાલેછે;
મટાડશે દુઃખી હાલ;
૮ તે તારા આવજા પાલેછે,
હમણાથી સર્વકાલ. ૪

---

## ગીત. ૧૨૨ (S. M.)

દેવની સભાઓમાં ક્ષેમ;
અને તેના લોકમાં પ્રેમ.

૧ હું થયો ઘુરા ગંભીર
કે તેઓ બોલ્યા એમ;
૨ કે આવો ઈશ્વરનું મંદિર,
જુવો યરૂસલેમ. ૧

૩ તે શેહેર જણાયછે;
બાંધેલું સુંદર બહુ;
૪ તાં દેવનાં કુળો જાયછે,
મળેછે મંડળી સહુ. ૨

૫ તાં ગીતના વાદીઓ;
ને તાં છે રાજસ્થાન;
ને દાઊદ પુતની ગાદીઓ;
તાં દેવને કરો માન. ૩

૬ પ્રભુના લોક સમેત,
માગો પ્રભુનો પ્રેમ;
જે લોકો રાખે તારૂં હેત,
તેઓને મળે ક્ષેમ. ૪

૭ કિલ્લામાં સલાહ હો;
ને મેહલોમાં શાંત;
૮ ભાઈબંદો સદા કુશલ રોહો;
ને પામો સહુ વિશ્રાંત. ૫

૯ ઈશ્વરનું મહાઘર;
ને તેનું શુદ્ધ વખાણ;
અને તે સારૂ આયુષ્યભર,
હું ચાહુંછું કલ્યાણ. ૬

---

## ગીત ૧૨૩. (L. M.)

વૈરીઓ કરે ગડમડાટ
ભક્તો જોય પ્રભુની વાટ.

૧ ઓ દેવ સદા આકાશવાસી
મારી આંખ તને વલેછે;
૨ જેમ ધણીઆણીને દાસી,
ને શેઠને ચાકર મલેછે. ૧

તેમજ જોઈએ તારી વાટ;
૩ ઓ ઈશ્વર હમને દયા કર;
હમારા હૃદયને ગભરાટ ;
ઓ પરમાત્મા મેહેર ભર. ૨

૪ ને હમને લાગ્યો તિરસ્કાર;
ને નિંદા તથા બહુ ઊપહાસ;
જેઓને મલે બહુ સંસાર,
તેઓ લગાડેછે કડવાસ. ૩

---

## ગીત ૧૨૪. (L. M.)

જેવારે ચઠે સતાવનાર;
તેવારે પ્રભુ બચાવનાર.

૧ ઇસ્રાયલને વાત પડેછે;
જો દેવ ન હોત હમારી સહિત,
જેવારે લોકો ચહડેછે,
૨ જો હમે હોત યહોવા રહિત, ૧

૩ તો તેઓ હમને ગલીજાત,
જેવારે બલત ક્રોપ ને ખાર;
૪ બિહામણો જલપ્રલય થાત
ને મને વાગત એની ધાર. ૨

૫ હા, જીવના ઊપર ચહડી જાત;
૬ પણ દેવની સ્તુતિ હો અપાર;
કે બંધ કરી તેઓના દાંત
મને બચાવ્યો જેમ શિકાર. ૩

૭ જેમ પક્ષી બચી ઊડેછે:
તુટેછે પારધીઓનો પાશ;
૮ દેવ પોતે રક્ષક પડેછે
જેણે રચ્યાં ભૂમિ આકાશ. ૪

---

## ગીત ૧૨૫. ( C. M. )

પ્રભુના લોકને મલશે સુખ;
પણ અમથા કર્મીઓને દુઃખ.

૧ જેઓ પ્રભુના ભાવિક થાય,
તેઓ સહુ થશે સ્થીર;
જેમ સીઓન કદી ન હલવાય,
તેમજ થશે ગંભીર. ૧

૨ યરૂસલેમને ઘેરીને,
પાહાડો ઊગારેછે;
તેમ દેવ ખસાડી વૈરીને,
હમને ઊધારેછે. ૨

૩ શુદ્ધ લોકોને દબાવીને,
ન ચાલશે ભુંડું રાજ;
રખે હાથો ફેલાવીને,
સુજનને લાગે લાજ. ૩

૪ જેઓનાં હૃદય સારાં છે,
તૂં કર તેઓનો પાડ;
ને ખરા જે ચાલનારા છે,
તેઓને સુખ પમાડ. ૪

૫ પણ જેઓ વાંકા વળેછે,
ને ચાલે વાંકી રાહ,
તેઓને પીડા મળેછે;
ઇસ્રાયલને સલાહ. ૫

---

## ગીત ૧૨૬. (6. 4.)

શોકમાં જો બી વવાય;
તો સુખમાં સફલ થાય.

૧ ઈશ્વરે ફેરાવ્યો
આપણો પ્રવાસ;
સ્વપણાં જેવો ભાવ્યો
ઘણો ઊલ્લાસ;
૨ હર્ષે માથા ડોલી;
હર્ષે મોહોડાં ખોલી,
આપણી જીભો બોલી
ખરો વિશ્વાસ. ૧

૩ ઈશ્વરે સાધ્યું છે
એ મોટું કામ;
હમે આરાધ્યું છે
એનું સ્વનામ.
૪ દક્ષિણ રાનમાં પાણી,
એ ઉદાહરણ જાણી
હેતરૂપે તાણી
દે જુનો ઠામ. ૨

૫ રડતા રડતા વાવે
કાપી હર્ખાય;
જે ક્ષેત્રમાં બી લાવે,
ને રૂદન થાય,
૬ આનંદે તે ફરશે;
ને ઘણું ફલ ભરશે;
ને વિપત્તથી તરશે
અને શોક જાય. ૩

---

એની બિજી રચના. (7.)

૧ દેવે ફેરવીને પરદેશ,
આપ્યો સીઓનનો પ્રવેશ.
૨ સ્વપણું લાગ્યું આપણું સુખ;
ને ઉપહાસે ભર્યાં મુખ. ૧

આપણી જીભો કરતી ગાન,
૩ આપણો પ્રભુ સામર્થ્યવાન્;
તેણે કરચાં મોટાં કામ;
હમ વખાણીયે તેનું નામ. ૨

૪ પ્રભુ આપજે પૂર્વી ક્ષેમ;
રાનમાં નદી ભરે તેમ;
૫ રૂદનથી જે વાવેછે
તે હર્ખીને આવેછે. ૩

૬ જે રડીને નિકલીજાય,
જેથી મૂળવાન્ ખી વવાય,
તે હર્ખીને આવેછે;
પુષ્કલ ઊપજ લાવેછે. ૪

---

## ગીત ૧૨૭. (S. M.)

દેવનાં મોટાં સાહ્યરહિત
કોઈ ન હોય સાધનસહિત.

૧ જો દેવ ન બાંધે ઘેર,
તો અમથું તે બંધાય;
જો પ્રભુ ન સંભાલે શેહેર,
તો ચોકી અમથી થાય. ૧

૨ ને પ્રોડીમાં જાગવું
અને મધ્યરાતનો શ્રમ;
અને શ્રમનું ફલ પણ ભાંગવું,
એ આપે કેવલ ગમ. ૨

દેવના જે પ્રીતિવાન્,
તે પામશે સુખગતિ:
૩ ઈશ્વરનું વતન છે સંતાન
ને ગર્ભની ઉત્પત્તિ. ૩

૪ બલવાન્‌ને હાથે તીર,
ને જુવાન પુત્ર એમ;
૫ તેઓનો પિતા કુશલ સ્થીર;
ને તેને મલે ક્ષેમ. ૪

તે પાકો માતબર;
તેને મલશે પ્રસાદ;
ને વૈરી જોડે ભાગલ પર,
તે કરશે પ્રતિવાદ. ૫

---

ગીત ૧૨૮. (7. 6.)

જે ઈશ્વર દેવથી ડરે,
તે પામે આશીર્વાદ.

૧ જે ઈશ્વર દેવથી ડરે,
તે પામે અશીર્વાદ;
જે એની સેવા ધરે,
તે પામે શુભપ્રસાદ. ૧

૨ એવું તૂં કામ કરીને
ખાઈશ પોતાનું ધાન;
તને વરદાન ઠરીને,
મલે શાંત સમાધાન. ૨

૩ જેવો બહુ ફલવાન્ વેલો,
તેવી પણ તારી વહુ;
બહુ ફલથી તે નમેલો;
ને એને પુલો બહુ. ૩

૪ જે પુરૂષ દેવને માને,
તે પામે બહુ પ્રસાદ;
૫ ને ઈશ્વર શુદ્ધસ્થાને
પમાડે આશીર્વાદ. ૪

૬ યરૂસલેમનું વરદાન,
તૂં જોઈશ જીવનભર;
ને દિકરાઓનાં સંતાન;
ને ક્ષેમ ઈસ્રાયલ પર. ૫

---

એની બિજી રચના. (L.M.)

૧ જે દેવને આપે સિધું મન,
ને આજ્ઞા પાલે તેને ધન;
૨ ને તને મલશે કામનું ધાન;
ને તૂં થઈશ કુશલ ભાગ્યવાન્. ૧

૩ અને વહુ વેલારૂપ ફલવાન્
ને ભાણા પાસે બહુ સંતાન;
૪ જે મનુષ્ય દેવને આપે મન,
તે પામે એવું મોહોટું ધન. ૨

૫ દેવ તને દેશે આશીર્વાદ;
તૂં પામિશ જીવનભર પ્રસાદ;
૬ તૂં જોઈશ દિકરાનાં સંતાન;
ને ઈસ્રાયલનું સમાધાન. ૩

---

ગીત ૧૨૯. (8. 5.)

સંતાપ થશે એમની જોડે
જેઓ સતાવનાર.

૧ ઇસ્રાયલને કેહેવું પડે
આ સમાચાર સાર;
જાલીમ લોકો મને નડે
દુઃખે વારેવાર. ૧

૨ બાલપણાથી હાલને સમે
 દેતા દેતા દુઃખ;
પણ તેઓને અમથે શ્રમે
 આવતુંજ નથી સુખ. ૨

૩ હાલથી ખેડુત ખેડે ક્ષેત્ર
 એવાં મારાં અંગ;
૪ સત્ય દેવે કાપ્યાં જોતર
 એવું બંધન ભંગ. ૩

૫ સીઓનના જે દ્વેષી ઠરે
 તેઓજ પડશે ચૂપ;
૬ જેમ અગાસી પર ખડ ખરે.
 જારે લાગે ધૂપ. ૪

૭ તેથી કાપનાર મુઠ ન ભરે;
 એવડું શુકીજાય;
લણનાર ખોલાભર ન કરે
 પુલા હલકાજ થાય. ૫

૮ અને વાટસરૂ ન કેહેશે
 થજો દેવનું દાન;
એને નામે તમ પર રેહેશે,
 શાંત ને સમાધાન. ૬

———

એની બિજી રચના. (L. M.)

૧ હવે ઈસ્રાયલ કેહેવું,
તેઓએ દુઃખ દિધું એવું;
૨ બાલપણાંથી પીડા આલિ;
તો પણ તેમનું કંઈ ન ચાલિ. ૧

૩ જેવો ખેડુત હલ ચલાવે,
તેવાં મારાં અંગ પીડાવે;
૪ દેવે કાપ્યાં એનાં જોતર
સાત્વિક પ્રભુ માગશે ઊત્તર. ૨

૫ જેઓ સીઓનને ધિક્કારે,
તેમને ઘણી ધાસ્તિ મારે;
૬ છાપરા ઊપર ખડરૂપ થશે;
વધ્યા વિના ચિમડાઈ જશે. ૩

૭ તેનો લણનાર હાથ ન ભરે;
પૂરા પુલા પણ નહીં કરે;
૮ વાટસરૂ વરદાન ન માગે;
એવી દેવની દયા લાગે. ૪

---

ગીત ૧૩૦ (C. M.)

જો પ્રભુ પોતે ટાલે પાપ,
તો જતો રેહેશે સહુ સંતાપ.

૧ અરે ત્રાતા અથાક ઊંડાણ.
તેમાં બહુ પડે ધાક;
૨ તૂં મને તારૂં કર કલ્યાણ.
ને શાંભલ મારી હાંક. ૧

૩ જો પ્રભુ નોંધે સહુ અપરાધ,
તો કોણ પવિત્ર ગણાય ?
૪ પણ ક્ષમાને કોણ કરે બાધ
કે તારૂં બિહીવાય? ૨.

૫ હું માનુંછું પ્રભુની વાત;
ને તેની ઘણી રેહેમ;
૬ જે લોકો ઈચ્છેછે પ્રભાત,
તે કર્તાં માગું પ્રેમ. ૩

હા, જેઓ ઈચ્છેછે સવાર,
તેથી વધારે બહુ;
૭ ઈસ્રાયલ થજો ઊમેદવાર;
ને દયા માગો સહુ. ૪

૮ તેને તો પૂરૂં પ્રાયશ્ચિત્ત;
તે કરે આપણું ત્રાણ;
ને તેઓ પડે પાપરહિત;
ને પામે સુકલ્યાણ. ૫.

———

## ગીત ૧૩૧. (7.)

બાલક જેવો ખરો ભક્ત
ઈશ્વર દયાવાન્ હરવક્ત.

૧ હું નહીં રાખી અભિમાન,
ન રાખીને ગર્વી જાન,
ભેદમાં નથી સાવધાન;
નથી માનતો ગુપ્તજ્ઞાન. ૧

૨ જેવું કરે ધાવણું બાલ,
તેવી હતી મારી ચાલ;
હૃદયલીન તથા કૃપાલ;
એવો કરૂં છું સંભાલ. ૨

૩ ઓ ઈસ્રાયલ કરી ભાવ,
પ્રભુ પાસે માગ બચાવ;
હવે તેને શરણે આવ;
ને હમેશાં ઈમાન લાવ. ૩

---

## ગીત ૧૩૨. (L. M.)

પ્રથમ સીઓનનો જે સંતાપ;
ને પછી તેનો બહુ પ્રતાપ.

૧ ઓ પ્રભુ દાઊદને ઉદ્ધાર;
ને તેનાં સંકટો સંભાર;
૨ ઈશ્વરને થયા તેના સમ;
ને વચન કર્યું દેવની ગમ. ૧

૩ હું માંડવામાં તો ન હોઈશ:
મારા પલંગમાં નહીં શુઈશ,
૪ ને આંખોને ન લાગે નિંદ;
ને પાપણો નહીં પડે બંદ. ૨

૫ તાં લગી કે હું શોધું ઠામ;
ને ઈશ્વરતણો શુદ્ધ મુકામ;
૬ અફ્રાતામાં થયું વર્ત્તમાન;
અને ઝાડો ભરેલાં રાન. ૩

૭ તો માંડવાઓમાં જઈસ્યું;
ને તેને માનતા રહિશ્યું;
૮ ઓ પ્રભુ આરામમાં તૂં આવ;
ને સ્થાપનાનું વાહન લાવ. ૪

૯ સેવકોને સત્ય પેહેરાવ;
ને ખરા ભક્તોને હર્ખાવ;
૧૦ ને માની દાઊદ તારો ભક્ત,
તૂં નહીં ધિક્કારિશ અભિષિક્ત. ૫

૧૧ દેવે દાઊદને કહ્યું છે;
ને વચન ખચીત રહ્યું છે;
કે તારાથી જે પુતો થાય,
રાજ્યાસન તેઓથી રખાય. ૬

૧૨ જો તેઓ કરે આજ્ઞાકાર;
ને ચાલે નેમને અનુસાર;
તો પછી દિકરાઓનાં બાલ
ગાદિ પર બેસે સદાકાલ. ૭

૧૩ પ્રભુ તો સીઓન ચાહેછે;
ને એમાં રાજી રેહેછે;
૧૪ હીઆં તો મારો છે વિશ્રામ;
ને હીઆં સુકિશ મારૂં નામ. ૮

૧૫ હું તેને આપિશ પુષ્કલ દાન;
રંક મનુષ્યોને મલશે ધાન:
૧૬ ને સેવકોને બહુ ઉદ્ધાર;
ને શુચિલોકને હર્ષ અપાર. ૯

૧૭ તાં દાઊદનું સિંગ ફુલેછે;
ને ખ્રીસ્તનો દીવો બલેછે;
૧૮ ને રિપુઓને આવશે લાજ;
પણ ઘણો ફુલશે તેનો તાજ. ૧૦

---

## ગીત ૧૩૩. (8. 7.)

કેવો ભાઇનો પ્રેમ જણાય
અત્તર તથા ઓસરૂપ થાય.

૧ ભાઇબંદોએ મલીરેહવું;
તે તો અતિ ઊત્તમ કેવું;
તેની ઊપમા શી જણાય ?
૨ અત્તર માથાને રેડાડી,
છાંટે આહરનની દાહાડી,
અને વસ્ત્ર છેડે જાય. ૧

૩ જેવો હોય ઓસ હર્મોનનો,
અને જેવો ઓસ સીઓનનો,
તેવો છે સુગંધી સ્વાદ;
તાં યહોવા આત્મિક અત્તર,
એટલે ખરો જીવ નિરંતર,
રેડીદેશે આશીર્વાદ. ૨

---

એની બિજી રચના. (L. M.)

૧ ઓહો શોભતું સારૂં કેવું;
ભાઇબંદોએ મલીરેહવું;
૨ એમજ અમૂલ્ય તેલ લગાડી,
છાંટે આહરનની દાહાડી. ૧

૩ એ પણ જામા છેડે પડે
એવો ઓસજ હેર્મન કડે;
સીઓન પર્વત ઊપર આવે;
તાં તો અમર જીવન ફાવે. ૨

---

## ગીત ૧૩૪. (7.)

પ્રભુ એકલો મહિમાવાન્
સદા તેને આપો માન.

૧ ઈશ્વરનાં સહુ ભક્તિવાન્
તેને ભજતાં કરો ગાન;
૨ એનાં ઘરમધ્યે હરરાત,
સ્તુતિએ ફેલાવો હાત. ૧

૩ ગાઓ ઈશ્વરનું વખાણ;
જેણે કરયું સહુ નિર્માણ.
તે પમાડશે બહુ પ્રસાદ;
તથા સદા આશીર્વાદ. ૨

---

## ગીત ૧૩૫. (S. M.)

ખરા દેવનાં મોટાં કામ;
અન્ય દેવોનાં વ્યર્થ નામ.

૧ ઈશ્વરને કરો ગાન;
ને કોહો પ્રભુનું નામ;
ઓહો ઈશ્વરના ભક્તિવાન્,
તેને કરજો પ્રણામ. ૧

૨ તમ ઊભા રેહેનારા
જ્યાં તેનું શુદ્ધસ્થાન,
તમ સ્તોત્ર વાતો કેહેનારા
કરો આનંદી ગાન. ૨

૩ ને કરો વંદનવાદ
કાંજે તે શોભાવાન્;
ને તેને નામે કરો શાદ;
એમાં બહુ સમાધાન. ૩

૪ તેના પસંદ કરેલ
યાકુબતણાં સંતાન;
ને તેણે ચાહ્યું ઇસ્રાયલ
ને દૌલત કીમતવાન. ૪

૫ દેવ મોટો મહિમાવાન્
એમ ખચીત થાયછે;
૬ સહુ દેવો કર્તાં તેને માન
ને ગુણ સંભરાયછે. ૫

ને સર્વ જગ્યામાંય
 ઈશ્વર સહુ ભરેછે;
પોતાના સંધા અભિપ્રાય,
 તે પૂરા કરેછે. ૬

૭ ભૂંઈથી વાદલીઓ
 તે બહુ ચહડાવેછે;
મેઘોને સારુ વિજલીઓ
 ને પવન લાવેછે. ૭

૮ મીસરમાં પ્રથમ જાત,
 મનુષ્ય તથા જાનદાર,
તેઓને મારચા અકસ્માત્
 ને કરચા ચમત્કાર. ૮

૯ ને ફારા રાજાને;
 ને તેનો પરિવાર;
૧૦ ને તેણે મારી પ્રજાને
 કરચો ઘણો સંહાર. ૯

૧૧ અમોર તથા બાશાન,
 એઓના રાજાઓ;
ને આખો વતન દેશ ખનાન;
 હા રાજા પ્રજાઓ. ૧૦

૧૨ અને તેઓનો દેશ;
યહુદીનું રાજ્ય થાય;
કરાવ્યો એજ સારૂ પ્રવેશ,
કે તેઓ અંદર જાય. ૧૧

૧૩ ઓ પ્રભુ તારૂં નામ
ટકી રેહેશે સદા;
ને તારાં ચમત્કારી કામ
દેખાશે સર્વદા. ૧૨

૧૪ અને દેવ લોકોને
ન્યાય કરી જશે પ્રાપ્ત;
ને પોતાના સેવકોને
તે થાશે અનુતપ્ત. ૧૩

૧૫ લોક રૂપાં સુનાની
મૂર્ત્તિઓ ઘડેછે;
એ મિથ્યા દેવોને માની
ઊંધાઓ પડેછે. ૧૪

૧૬ તેઓને મુખ આકાર;
પણ કદી ભાખે નહીં;
અને તેઓ આંખો સાકાર;
તો પણ કંઇ દેખે નહીં. ૧૫

૧૭ તેઓને કાન આકાર;
　પણ કંઈ ન સુને છેક;
ને તેઓ ગલા મોહો સાકાર;
　પણ દમ ન કાહાડે એક. ૧૬

૧૮ તેઓના કારીગર
　તેઓને છે સમાન:
અને જે લોક તેઓના પર,
　કંઈ લાવિછે ઈમાન. ૧૭

૧૯ ઓ ઈસ્રાયલનાં ઘર
　પ્રભુને આપો માન;
૨૦ ઓ સંઘા યાજક રીતિધર
　ઈશ્વરને કરો ગાન. ૧૮

ઓ સાધુ ભક્તિવાન્
　દેવ તારો થાય ભજિત;
૨૧ ને જેઓ વશે શુદ્ધસ્થાન
　જાણો દેવ પ્રશંસિત. ૧૯

---

ગીત ૧૩૬. (7. 6.)

ઈશ્વર સારો છે સહુ કાલ
તે દયાલુ સદાકાલ.

૧ ઈશ્વર કરેછે ઊપકાર;
આપણો કરેછે ઊગાર:
(તે સારો છે સહુ કાલ
કેમકે તેની ક્ષમા
ક્ષમા ક્ષમા ક્ષમા
કેમકે તેની ક્ષમા
ટકીરેહશે સદાકાલ.) ૧

૨ દે દેવોના દેવને માન:
એકલો તે છે મહિમાવાન્:
તે સારો છે સહુ કાલ
કેમકે— ૨

૩ સંધાં સૃષ્ટના પ્રભુને
ત્રિલોકના મહાવિભુને
સ્તોત્ર કરો સહુ કાલ;
કેમકે— ૩

૪ એકલો કરે ચમત્કાર;
સર્વ લોક પર અધિકાર
તેને ભજો સહુ કાલ;
કેમકે— ૪

૫ સહુનો કર્ત્તા બુદ્ધિવાન્
સહુનોજ રક્ષક સ્તુતિમાન્
તે સારો છે સહુ કાલ;
કેમકે— ૫

૬ તેણે ઊત્પન્ન કરયું જલ;
તે પર કાયમ રાખ્યું સ્થલ
તે મોટો છે સહુ કાલ:
કેમકે— ૬

૭ જેણે રચ્યા તારાઓ
રાતે ચમકનારાઓ,
તે તેજવાન રેહે સહુ કાલ;
કેમકે— ૭

૮ સૂર્ય, કરવી સાંજ પ્રભાત;
૯ ચંદ્ર મટાડવાને રાત;
તે તો કર્તા સહુ કાલ:
કેમકે— ૮

૧૦ જેણે મારયું મિસરસ્થાન,
મારયાં સહુ પ્રથમ સંતાન,
તે ન્યાયક છે સહુ કાલ:
કેમકે— ૯

૧૧ કરયો લોકોનો ઊગાર,
તથા તેઓનો ઊદ્ધાર,
તે રક્ષક છે સહુ કાલ;
કેમકે— ૧૦

૧૨ જમણો હાથ ફેલાવીને,
લોકોને બચાવીને
તે પ્રીતિવાન્ સહુ કાલ;
કેમકે— ૧૧

૧૩ લાલ સમુદ્રને ફાડીને
૧૪ લોકોને પાર પાડીને,
તે ઊપકારક સહુ કાલ;
કેમકે— ૧૨

૧૫ ફારાને ડુબાવીને,
લોકોને બચાવીને,
આશ્ચર્યવાન્ સહુ કાલ;
કેમકે— ૧૩

૧૬ રાનમાં લોક ચલાવીને
ખડકથી જલ લાવીને
દાનકર્ત્તા છે સહુ કાલ
કેમકે— ૧૪

૧૭ રાજાઓને કિધો માર;
૧૮ અમીરો પર જયજયકાર;
તે સમર્થ દેવ સહુ કાલ;
કેમકે— ૧૫

૧૯ હેશબન બાશાન રાજાને
અને તેમની પ્રજાને,
કર્યો સંહાર સહુ કાલ;
કેમકે— ૧૬

૨૦ વતન વાસ્તે આપ્યો દેશ;
લોકને કરાવ્યો પ્રવેશ;
　તે મેહેરબાન સહુ કાલ;
કેમકે—　　　૧૭

૨૧ જારે લાગ્યું મહાપાપ.
૨૨ તારે ખમ્યા જેવા બાપ;
　તે કૃપાવાન્ સહુ કાલ;
કેમકે—　　　૧૮

૨૩ જેણે ભાંગી બંદગી,
કરી આપણી ખંડણી,
　તે તારક છે સહુ કાલ;
કેમકે—　　　૧૯

૨૪ સહુને દયા પાડે છે;
૨૫ સહુ જીવને ખવાડે છે;
　તે દાતા છે સહુ કાલ;
કેમકે—　　　૨૦

૨૬ દેવ આકાશી મહિમાવાન્
તેને માનો શ્રેષ્ઠ ગુણવાન્
　હમણા તથા સહુ કાલ;
કેમકે તેની ક્ષમા,

ક્ષમા, ક્ષમા ક્ષમા
કેમકે તેની ક્ષમા
ટકી રેહેશે સદા કાલ. ૨૧

---

## ગીત ૧૩૭. (C.M.)

યહુદી કાહાડેછે નિશ્વાસ
સ્વદેશાનો ઇચ્છાવાન્.

૧ બાબિલનમધ્યે જે પ્રવાસ,
નદીની પાસે સ્થાન
તાંજ હમે ઠર્યા બહુ ઊદાસ
કરી સીઓનનું ધ્યાન. ૧

૨ ને શોકથી રૂદન કરીને
ઝાડ પર ટાંગ્યા કિનુર;
ને જાલીમોનું શાંભલીને
થયા બહુ શોકાતુર. ૨

૩ તેઓએ પુઠે લાગીને
કરી બહુ વાત વિપરીત;
ને હસી કરી માગીને
સીઓનનું સ્તુતિગીત. ૩

૪ પરદેશમાં મુખ કેમ બોલીયે
 પ્રભુનું ગીત ગવાય?
૫ જો હમ સીઓનને ભૂળીયે
 તો જમણો હાથ ભૂલાય. ૪

૬ જો હું ન રાખું તારી યાદ
 ને મને જે આનંદ
એ કર્તાં સીઓનનો સુવાદ
 મને ન થાય પસંદ. ૫

તો મારાં મુખમાં તાલકીને
 વલગી લાગે જબાન;
૭ ઓ ઈશ્વર ઈદિમ સાંભરીને,
 જોજે તેનાં સંતાન. ૬

યરૂસલેમને પાડીને,
 તેઓનો એ પોકાર
એના પાયા ઉખાડીને,
 કરો સંહાર સંહાર. ૭

૮ ઓ બાબિલોનની દિકરી પણ
 જેને ભયંકર બલ,
ઘણો મુબારિક થાય જે જણ
 તને ભોગવાવે ફલ. ૮

૯ અને જે પકડે તારાં બાલ,
ને કરે બહુ સંહાર,
ને કરશે પથર પર અફાલ,
તે થશે બહુ નામદાર. ૯

---

## ગીત ૧૩૮. (C. M.)

પ્રભુના મહિમા પ્રેમ અપાર
એ ગુણો વિશેં ગ્યાન.

૧ હે દેવ હું મનને અનુસાર.
જણાવિશ તારૂં માન;
ને જાં મલેલા છે સરદાર
હું કરિશ કીર્ત્તિ ગાન. ૧

૨ મંદિરની આગલ પૂજીને
વખાણિશ તારૂં નામ;
ને તારી કૃપા સૂજીને
જણાવશે મોટાં કામ. ૨

સહુ કર્તાં તારૂં મોટું નામ
તેં શુદ્ધ જણાવ્યું છે;
૩ મેં સાંભરી તારી સત્કલામ
ને ઊત્તર આવ્યું છે. ૩

તારે હું પામ્યો નવું બલ
જીવ થયો છાતીવાન્;
૪ પૃથ્વીના રાજા તથા કુલ,
શિખીને લેશે જ્ઞાન. ૪

૫ પ્રભુના માર્ગમાં ચાલશે સહુ,
સહુ ગાશે તેનાં ગીત;
૬ ઈશ્વરનો મહિમા મોટો બહુ;
સદાકાલ પ્રશંસિત. ૫

લીન લોકને પ્રભુ છે ઉદાર
ગર્વીને જાણે દૂર;
૭ જો મને પડે દુઃખનો ભાર,
તો તું દે જીવ જરૂર. ૬

ને તું બંદ કરીશ અકસ્માત્;
સહુ શત્રુઓનો ખાર;
ને તારો જબર જમણો હાત,
પમાડેછે ઉદ્ધાર. ૭

૮ તે મારો યત્ન કરશે પ્રાપ્ત;
દયા તો ન ટલનાર;
ને તારાં સર્વ કામ સમાપ્ત
તેનો તું ન ભૂલનાર. ૮

## ગીત ૧૩૯. (C. M.)

દેવ આખી સૃષ્ટિવાસીને
વંદન હોજો ખચીત.

૧ હે ઈશ્વર તેં તપાસીને
જોયા છે મને નિત;
૨ ને હું પણ ઉઠી બેસીને;
રહું તારો ઓલખિત. ૧

તું દૂરદેશે મારૂં મત,
ખરેખર જાણે છે;
૩ ને મારી નિદ્રા, મારી ગત
પાર્ખ્યામાં આણે છે. ૨

૪ ને અણબોલેલા જે વિચાર,
મારી જબાનમાં થાય;
તેનો સત્યાર્થ ને તેનો સાર
તને તમામ જણાય. ૩

૫ તું આગલ પાછલ નાંખી હાત
થાયછે દૂરદેશ;
૬ એ મને લાગે ઉંચી વાત
ક્યાં તને થાય પ્રવેશ? ૪

૭ તારા આત્માથી કાં જાઉં?
કે કાંની ગમ નહસાય?
૮ જો હું આકાશમાં ચહડાઉં
તો તાં તૂં હાજર થાય. ૫

જો પરલોકમધ્યે હું સુઉં;
તો તાં તૂં પાસે થાય;
૯ સવારની પાંખે જો ઉડું,
મોટા સમુદ્રોમાંય. ૬

૧૦ તો તારો હાથ બલવાન્ અપાર,
મને ઉંચકાવેછે;
૧૧ હું કેમ કહું કે અંધકાર,
તૂંથીજ છુપાવેછે. ૭

૧૨ રાતે ન પડશે અંધકાર;
પણ રોશની ચમકાય;
દિવસના જેવી રાત પડનાર
રાત દિવસ જેવી થાય. ૮

૧૩ તૂં મારાં દિલનો માલક છે
ઊદરમાં સૃજાવનાર;
તૂં મારા જીવનો પાલક છે;
એ ઘણો ભેદી સાર. ૯

૧૪ તારાથી મારી ઉત્પત્તિ
તેં જોયાં મારાં અંગ;
૧૫ તેંજ ઓળખી મારી પ્રકૃતિ
અને પેહેલો પ્રસંગ. ૧૦

૧૬ ને મારા અવયવ અધૂરા
તુંથી દેખાયલા
જેવારે કંઈ નહતા પૂરા;
વહીમાં લખાયલા. ૧૧

૧૭ કેવી ગુણકારી તારી વાત?
ને તેનો શો શુમાર?
૧૮ જો ગણતી મારાથી ગણાત,
તો ધૂળ કર્તાં અપાર. ૧૨

હું જાગી તારી સાથે થઇશ;
હે દેવ જે ગુનહગાર,
૧૯ તેઓનો તૂં નાશ કરીજઇશ;
ખશો સહુ દુરાચાર. ૧૩

૨૦ તેઓ ઢોંગી દુર્ભાષકો;
નિંદકોજ થાયછે;
૨૧ ને જેઓ તારા દ્વેષકો,
મારાજ ગણાયછે. ૧૪

જે તારી સામા ચહડેછે,
તે પર હું રડુંછું;
૨૨ જેમ તેઓ મને વડેછે,
તેમને હું નડુંછું. ૧૫

૨૩ દેવ મને શોધી કાહડીને,
મારા વિચાર પરખાવ;
૨૪ ને ખોટા માર્ગ ઊખાડીને,
અનંત માર્ગે ચલાવ. ૧૬

---

એની બિજી રચના. (L. M.)

૧ ઓ ઈશ્વર તૂં મારા રક્ષક;
બેસવા ઊઠવાનો તૂં લક્ષક;
૨ દૂરથીજ તને મનની સમજ;
માર્ગ પલંગની ચારો ગમજ. ૧

૩ મારા સર્વ માર્ગ તૂં જોય;
૪ મારી જીભમાં વાત ન હોય,
પણ તે તને થાય ઊઘાડી;
૫ તૂં અગાડી; તૂં પછવાડી. ૨

તારો હાથ છે મારી કેડે;
૬ એવું જ્ઞાન તો અચરત પડે;
તેનો ભેદ હું કાં નિકાલું;
૭ તારા આત્માથી કાં ચાલું? ૩

૮ જો હું આકાશ ઊપર ચહડું,
જો પરલોકમાં હેઠે પડું,
૯ જો સવારની પાંખે ઉડું,
જો સમુદ્રમાં ઊંડો બુડું. ૪

૧૦ તો પણ તારો હાથજ ઝાલશે
તારો જમણો હાથ સંભાલશે.
૧૧ જો કહું છાયા સંતાડશે,
તો રાતજ અજવાળું પાડશે. ૫

૧૨ અંધકાર પણ નહીં છુપાવે.
રાત પણ દિનરૂપ ચમકાવે.
રાત દિવસ બરોબર પડ્યાં.
૧૩ તેં તો મારાં અંગો ઘડ્યાં. ૬

ગર્ભસ્થાનમાં તેં છુપાવ્યો
મને અચરતરૂપ સૃજાવ્યો,
૧૪ તારાં નામને હું વખાણિશ,
તારાં કામ અજાએબ જાણિશ. ૭

૧૫ હાડકાં તૂંથી ગુપ્ત ન થયાં;
હેઠલ તારાથી ઘડાયાં.
૧૬ એટલે અંગો સહુ અધૂરાં
તારી આંખે જોયાં પૂરાં. ૮

જારે પેદા નોહતાં થયાં
તારી વહીમાં માંડ્યાં ગયાં
૧૭ તારા સંકેત ઘણા સારા
ને તેઓને કોણ ગણનારા? ૯

૧૮ જો હું તે સાકલ્ય ગણું,
તો સર્વ રેતી કરતાં ઘણું;
હું તો જાગિશ તારી કડે;
૧૯ તારો કોપ દુષ્ટો પર પડે. ૧૦

૨૦ તેઓ તને ભુંડું કેહેછે;
તારૂં નામ પણ વૃથા લેછે;
૨૧ જેઓ તારી વાતને નડે,
તેઓને વખોડવાં પડે. ૧૧

૨૨ તેઓથી દૂર લાગુ દ્વેષે;
૨૩ ઓ દેવ મને પરખ વિશેષે.
૨૪ ખોટા રસ્તાથી ફરાવજે;
અનંત રસ્તામાં ચલાવજે. ૧૨

---

ગીત ૧૪૦ (7. 6.)

ઈશ્વરને અર્જ લાવી
ભક્ત માગ્યા કરે ત્રાણ.

૧ દુષ્ટ લોકોને દબાવી
 ઓ પ્રભુ તારજે પ્રાણ;
૨ તેઓ તો એકઠા આવી
 કાહાડેછે અકલ્યાણ. ૧

૩ સર્પ સરખી જીભો તીક્ષ્ણ
 ને હોઠો છે વિષવાન્;
૪ ઓ ઈશ્વર કરી રક્ષણ
 ભુંડાને કર હેરાન. ૨

૫ તેઓ તો જથા પાડે;
 ફાંસો લગાડેછે;
ને પથે જાલ બેસાડે;
 ને ફાંદા માંડેછે. ૩

૬ હું ઈશ્વર પાસે કહું,
 તૂં પોતે મારો દેવ;
હું પ્રાર્થન કરતો રહું;
 ને કરૂં તારી સેવ. ૪

૭ તૂં મારા મોક્ષની શક્તિ
 ને યુદ્ધે મારી આડ
૮ ન માનજે દુષ્ટની યુક્તિ
 ને ઇચ્છા અમથી પાડ. ૫

પોતાને બહુ વખાણે
　ને મને કરે ખ્વાર;
૯ તેઓનાં પાપ પ્રમાણે
　પડશે ઘણા અંગાર. ६

१० તે અગ્નિમાં નંખાશે;
　ને પછી ઊઠશે નહીં;
११ દુર્ભાષક નહીં સ્થપાશે;
　જાલીમો છુટશે નહીં. ७

१२ ને ઈશ્વર પોતે કરશે
　દુઃખિત લોકોનો વાદ;
કંગાલનો મિત્ર કરશે
　ને કરશે શુભપ્રસાદ. ८

१३ ને તારા લોક સતાર્થી
　તને વખાણો કેહે;
ને જેનાં મન યથાર્થી
　તે તારી આગલ રેહે. ९

---

## ગીત १४१. (6. 8.)

ભક્તો આપીને માન
કરેછે દેવનો ભાવ.

૧ હું કરૂં તારૂં ધ્યાન;
તૂં મને વેલો આવ;
ને મને દેજે કાન;
ને ઊત્તર દઈ બચાવ
૨ ને પ્રાર્થન થશે જેવી ધૂપ
ને ભજન સાંજનાં બલિરૂપ. ૧

૩ ઓ પ્રભુ મારૂં મોહો,
તૂં ચોકી કરી રક્ષ;
હોઠોનો દરવાન્ હો;
ને અંદર શાંતિ બક્ષ.
૪ ને દિશે કોઈ ભુંડી ચાલ;
તો મને તેની ગમ ન વાલ. ૨

જે કરે ભુંડાં કાજ
તેઓને જુદા કાહાડ;
તેઓનું મિઠું ખાજ,
તૂં મને નહીં ખવાડ.
૫ જો ખાઊં નીતિવાનનો માર,
તો મને મલે બહુ ઉપકાર. ૩

જો તેથી ઠપકો થાય
તો દિશે તેલ સુગંધ
જેથી શિર ન ભંગાય

એ હોયછે સંબંધ;
જે સમે તે થઇજાય દુઃખિત
તે પર માગિશ પ્રભુની પ્રીત. ૪

૬ તેઓના સહુ સરદાર
પથરોમાં ડુબીજાય
તારે મારા વિચાર
તેઓને સારા થાય.
૭ પણ પડ્યા છે હમારાં હાડ;
જેવાં કપાય બલવાનાં ઝાડ. ૫

૮ ઓ પરમાત્મા દેવ
તૂં મારો છે આધાર;
તારા પર મારો ભાવ;
મને ન મુક લાચાર.
૯ કુકર્મીઓ તો નાંખે જાલ;
૧૦ તૂં મારા આત્માને સંભાલ. ૬

---

એની બિજી રચના. (L. M.)

૧ હું દેવને કરૂંછું ઊચ્ચાર;
ઊતાવલે કરી મને તાર;
ને દયા કરી અર્જી માન;
ને મને આપ કૃપાલુ કાન. ૧

૨ ને પ્રાર્થન થશે જેવી ધૂપ;
ને વંદન સાંજના બલિરૂપ.
૩ તૂં મારાં મુખની ચોકી કર;
હોઠોનાં દ્વારનાં રક્ષક ઠર. ૨

૪ મને ન હો કાંઈ ભુંડા છુંદ;
દુષ્ટ લોકોનો ન હો સંબંદ;
હુંથી તેઓનું ન ખવાય;
૫ પણ ધર્મી જનથી શિક્ષા થાય. ૩

હું તેના પાડનો મનાઉં;
ને તેનો ઠપકો જો ખાઉં;
તો અત્તર જેવો તે રેડાય;
તેમ તેથી માથું ન ભંગાય. ૪

જારે તે હોયછે દુઃખિત;
તેવારે કરિશ અર્જ વિનીત;
૬ તેઓના જાલીમો જીતાય;
તેવારે સારી વાત સુણાય. ૫

૭ પણ પડ્યા છે હમારાં હાડ;
જેવા લોકો કાપેછે ઝાડ;
૮ હે દેવ હું કરૂંછું વિશ્વાસ;
મને ન મુક લાચાર ઊદાસ. ૬

૯ દુષ્ટના પાશોથી મને કાહાડ;
ને ફંદામાંથી પણ ઊપાડ;
૧૦ પોતાના પાશમાં તે ફસાય;
પણ મારો આત્મા બચીજાય. ૭

---

## ગીત ૧૪૨. (8. 7.)

મનુષ્ય પોતે છે લાચાર
ઈશ્વર ભક્તનો મદદગાર.

૧ મેં ઈશ્વરને વાણી કાહાડી;
કર્યો પ્રાર્થનાનો શાદ;
૨ અને મારી વાત દેખાડી;
તેની આગલ કર્યો વાદ. ૧

૩ મારો આત્મા વ્યાકુલ થયો;
તેં તો જાણી મારી વાટ;
ને જે રસ્તામાં હું ગયો;
તાં તેઓએ ઘડ્યા ઘાટ. ૨

૪ મેં તો જમણે હાથે જોયો;
પણ કોણ કરે અંગીકાર?
મેં તો બધો આશ્રો ખોયો;
કોણ કરે મારો ઊદ્ધાર? ૩

૫ તારે કર્યું દેવનું સ્મરણ;
જારે થયો એવો લાગ;
તૂં તો મારૂં એકલું શરણ;
ભૂમિમાં તૂં મારો ભાગ. ૪

૬ મારાં અંગો થયાં નબલાં;
તો તૂં મારી અર્જી માન;
મારા જાલીમો બહુ સબલા;
તૂં બચાવિશ મારો જાન. ૫

૭ અને ભાંગજે મારૂં બંધન,
નીતિવંતો ભેગા થાય;
ને હું કરિશ તારૂં વંદન;
તારો પૂરો પ્રેમ પમાય. ૬

---

એની બિજી રચના.( L. M.)

૧ મેં પ્રભુને બહુ હાંક મારી;
પ્રાર્થનાની વાત ઉચ્ચારી;
૨ તેને મારો વાદ સંભલાવ્યો;
અને મારો શોક બતાવ્યો. ૧

૩ મારો આત્મા મુઝાઈ ગયો;
તેને મારો પથ સાફ થયો;
રસ્તામાં હું ચાલ્યો આવ્યો;
તેમાં છાનો પગ ફસાવ્યો. ૨

૪ મેં તો જમણે હાથે જોયો;
અને બદ્દો આશ્રો ખોયો;
મને કોઈ નહીં સ્વીકારે
મને કોઈ નહીં ઊદ્ધારે. ૩

૫ તારે કરવું દેવનું સ્મરણ;
તૂં તો મારૂં એકલું શરણ;
અને મદદ જીવતા લોકમાં;
૬ મારૂં શાંભલ ઘણા શોકમાં. ૪

મારાં અંગો થયાં નબલાં;
મારા જાલીમો બહુ સબલા;
તેઓ મારા કર્તાં જબર;
૭ બેડી ભાંગી લેજે ખબર. ૫

તો હું તારૂં નામ વર્ણાવિશ;
ને ભક્તોને મધ્યે આવિશ;
કેમકે તૂં અપાર દયાલુ;
તેની પ્રાપ્તિ પામી ચાલું. ૬

---

ગીત ૧૪૩. (L. M.)

ખરા ભક્ત થાયછે ઊદાસ,
તેવારે કરેછે વિશ્વાસ.

૧ ઓ પ્રભુ મારી અર્જ માન;
ને મારું શાંભલ આપી કાન.
ને સત્યમાં મને ઊત્તર આપ;
વિશ્વાસીપણામાં મિલાપ. ૧

૨ ન કરજે મારી સાથે વાદ;
એમ કોઇને ન થાય પ્રસાદ;
૩ વૈરીએ બહુ સતાવ્યો છે;
ને મારો જીવ દબાવ્યો છે. ૨

ને મને પાડ્યો અંધકાર;
જેવા જન કાહારના મરનાર.
૪ તો મારું મન ઊતરેલું છે;
ને મારું હૃદય વિહિલું છે. ૩

૫ હું પ્રાચીન વક્ત સંભારું છું;
ને તારાં કામ વિચારું છું;
ને તારાં સર્વ કામની વાત;
૬ ને તારી ગમ પ્રેલાવું હાત. ૪

શુકી ભુંઇએ પાણી પાય;
તેમ મારાં હૃદયને તૂં થાય;
૭ ઓ પ્રભુ વેલો મારું માન;
કે મૂર્છિત થયો મારો જાન. ૫

ને મારાથી મુખ ન છુપાવ;
ને મને ખાડાથી બચાવ;
૮ સવારે પ્રીયવાત સંભલાવ;
હું કરૂંછું તો તારો ભાવ. ૬

ને મને માર્ગમધ્યે ચલાવ;
ને તને મારો જીવ ઊઠાવ;
૯ ને વૈરીઓથી મને કાહાડ;
હું બચી માગું તારી આડ. ૭

૧૦ ને મને તારૂં જ્ઞાન શિખાડ;
પોતાને મારો પ્રભુ પાડ.
તારા આત્માને સુસ્વભાવ;
અને સત્‌રાજ્યમાં મને લાવ. ૮

૧૧ પોતાના નામને દે પ્રતાપ;
ને મને નવું જીવન આપ;
ને એમજ મારો આત્મા તાર;
અને કર વૈરીનો સંહાર. ૯

૧૨ ને કર સતાવનારનો નાશ;
કે તારો ભક્ત ન થાય નિરાશ
(જારે ભક્ત થાયછે ઊદાસ,
તારે તે રાખેછે વિશ્વાસ.) ૧૦

---

## ગીત ૧૪૪. (8. 7.)

ઈશ્વરતણા ગુણવંત લક્ષણ
તેની રેહેમ તથા રક્ષણ.

૧ ઈશ્વર સામર્થ્યવાન્ મુબારક
તૂં છે મારી ખરી આડ;
૨ મારા દયાસાગર તારક,
મારા ધડ ને મારા પાહાડ. ૧

મારી ઢાલ ભરોસોદાયક,
લોકને જીંતી નાંખેછે;
૩ ઓ દેવ મનુષ્યો નાલાયક
કે તૂં નજર રાખેછે. ૨

૪ મનુષ્યજાતનું તૂં શું ગણે?
વાદલ તેનું છે દૃષ્ટાંત;
ગુજરીજાયછે ખાલીપણે
છાયા સરખી ઠાંકે ભ્રાંત. ૩

૫ ઓ ઈશ્વર આકાશ ઉઘાડી,
અમને તારવાને આવ;
પર્વતોને તૂં અડાડી;
બહુ ધૂવાડા તૂં કહડાવ. ૪

૬ અને વિજળીઓ નહસાડશે,
અને તેમને મારશે બાણ;
૭ અને તૂં વિનાશથી કાહાડશે;
અને જલથી કરશે ત્રાણ. ૫

૮ અને હારશે પારકા હાતો
તેઓ થાયછે અજ્ઞાન;
જમણા હાથે મિથ્યા વાતો;
ને હું કરિશ નવું ગાન. ૬

૯ તને વાજાથી સરાહવિશ;
૧૦ બાદશાહોનો તૂં ઊગાર;
સેવક દાઊદને બચાવિશ;
ભાગિશ વેરીની તલવાર. ૭

૧૧ અને હારશે પારકા હાતો;
તેઓ થાયછે અજ્ઞાન;
જમણે હાતે મિથ્યા વાતો;
હમને ઊપજશે સંતાન. ૮

૧૨ રોપા સરખા બહુ જુવાનો;
કન્યાઓ શોભિલી છે;
જેવાં સુંદર રાજ્યસ્થાનો;
૧૩ ને વખાર ભરેલી છે. ૯

ગામ ગામ ગેટાં બહુ હજારો
૧૪ કામના બલદ બહુ બલવાન્
સર્વ વિપત્તથી છુટકારો
શેહેરમાં નથી અપમાન. ૧૦

૧૫ એવા લોકો બહુ મુબારક
ને નિર્ભય છે સનાતન;
જેમનો પરમાત્મા તારક
તે લોકોને મોટું ધન. ૧૧

---

ગીત ૧૪૫ (C. M.)

પરાત્પર સંતત છે કૃપાલ;
ને સર્વ શ્રેષ્ઠ ગુણવાન્;

૧ ઓ મારા દેવ તથા ભૂપાલ,
હું તનેજ આપિશ માન;
ને વર્ત્તમાન, ને સદાકાલ
સ્તોત્રોનાં કરિશ ગાન. ૧

૨ હા, હરરોજ તને ગાઈશ ગીત;
ને માનિશ તારું નામ;
૩ તૂંજ મહિમાવાન્ ને પ્રશંસિત;
કોણ ગણે તારાં કામ? ૨

૪ પેઢી પેઢી શિખાડીને
કરશે તારૂં વખાણ;
૫ હું તારાં કામ દેખાડીને,
કહિશ તારૂં સત્પ્રમાણ. ૩

૬ ને લોકો બોલશે તારાં કૃત;
ને તારૂં ઘણું મહત્વ;
૭ ને કરી તારા પ્રેમનું સ્મૃત
જણાવશે તારૂં સત્વ. ૪

૮ કે ઈશ્વર મોટો કૃપાવાન્
અત્યંત માયાળુ છે
ને ક્રોધમાં ઘણો ધીરજવાન્;
ને નિત્ય દયાળુ છે. ૫

૯ તે સહુને કરે પરોપકાર;
ને તેને બહુ કરૂણ;
૧૦ સહુ માને તારો બહુ આભાર:
શુદ્ધલોકો માને ગુણ. ૬

૧૧ જણાવશે તારોજ અધિકાર;
તારો પરાક્રમ બહુ;
૧૨ ને તારાં કૃત્યો બેશુમાર;
ને તારો મહિમા સહુ. ૭

१३ सनातन रेहेशे ताहरूं राज्य;
ने सत्ता सर्वकाल;
१४ जे लोको ताहरा महताज,
तेओनो रखेवाल. ८

१५ तारी वाट जोयछे सहु नेत्र
तूं सहु खवाडेछे;
१६ अने तूं सर्व लोकोनो मित्र;
सहुने तृप्त पाडेछे. ९

१७ ईश्वरना मार्गो सात्विक छे;
पवित्रज ते करनार;
१८ जे लोको तेना भाविक छे
तेओनो मददगार. १०

ने जेओ तेथी डरेछे,
तेओने थाय प्रसाद;
१९ ने जेओ प्रार्थन करेछे,
तेओने आशीर्वाद. ११

२० ते राखशे सर्व भक्तिवान्;
भुंडानो करशे घात;
२१ मारूं मुख बोले तेनुं मान;
ने सर्व मनुष्यजात. १२

## ગીત ૧૪૬. (L. M.)

મનુષ્ય ભરોસો નાલાયક
પરાત્પર મોટો પ્રેમદાયક.

૧ તમે સહુ કરો દેવનું ગાન;
ઓ મારાં હૃદય તેને માન;
૨ હું તારૂં વંદન કરિશ નિત;
ને સ્થિતિ સુધી ગાઈશ ગીત. ૧

૩ સરદારોમાં ન હો આધાર;
કે માનવી જાતનો ઇતિબાર;
૪ જેવારે ટલે તેનો શ્વાસ,
તેવારે ધૂલજ હોય માંસ. ૨

ને જતાં રેહેશે સહુ સંકેત;
૫ પણ જેની આશા દેવ સમેત;
ને ઈશ્વરને લગાડે મન
તેને હમેશાં મોટું ધન. ૩

૬ ને આકાશ ભૂમિ જલ સહુ ઠામ;
સંધાં પ્રભુનાં મોટાં કામ.
તે સદા સતગુણ રાખીજાય;
૭ ને કરે દુઃખિતોનો ન્યાય. ૪

ને ભુખ્યાને ખવડાવેછે;
ને કેદીને છોડાવેછે;
૮ આંધલી આંખો ઊઘાડેછે;
ને લીનોને ઊઠાડેછે. ૫

૯ ને સાત્વિકોને તારેછે;
પરદેશીને ઊગારેછે;
અનાથ, વિધવાને રાખેછે;
પણ કુમાર્ગ ઊંધો નાંખેછે. ૬

૧૦ ઈશ્વર રાજ્ય કરશે સર્વદા;
ઓ સીઓન તારો દેવ સદા;
પેડી દર પેડી મહિમાવાન્;
તેને વખાણી કરો ગાન. ૭

---

ઐની બિજી રચના. (6. 8.)

૧ ઈશ્વરને કરો ગાન;
કરો ગાન મારા જીવ;
જીવનભર કરિશ માન;
ને કરિશ તેનું સેવ.
૨ હમારા આખા અસ્તિત્વભર
હું માનિશ ઈશ્વર મહિમાધર. ૧

૩ સરદારોમાં વિશ્વાસ;
તે નિશ્ચે મિથ્યા છે
૪ ને જેનાં મુખમાં શ્વાસ,
તેની આડ વૃથા છે.
તે ધૂળમાં ઊતરી જાયછે,
ને તેની કલ્પના વાયછે. ૨

૫ જેનો દેવ મદદગાર
તે લોક મુબારિક છે;
જે તેનો ઊમેદવાર
તેઓનો તારક છે.
૬ આકાશ ભૂમિ જળનો કર્ત્તા
તેથી વચન પૂરાં કરતાં. ૩

૭ તે તોડે બલાત્કાર;
ભુખ્યાને કરે પાળ;
કેદીને ખોલે દ્વાર;
૮ આંધળાંને દે ઊજાળ.
દરિદ્રીઓને પાડે ક્ષેમ;
ને નીતિવંતનો કરે પ્રેમ. ૪

૯ પરદેશીઓનો મિત્ર;
રંકને બચાવેછે.
પણ માગ જે અપવિત્ર,

તેને ઉલથાવેછે.

૧૦ ઈશ્વર સનાતન મહિમાવાન્
એ સીઓન તેને કરો ગાન. ૫

---

## ગીત ૧૪૭. (S. M.)

આકાશમાં ઈશ્વર શક્તિમાન્;
ને તેના લોક પર કૃપાવાન્

૧ ઈશ્વરને કરો ગાન
તે ઘણું શોભતું થાય;
ને ઘણું લાયક તેનું ધ્યાન
ને તેથી સુખ ઉપજાય. ૧

૨ સીઓનને બાંધેછે;
ને વિખરાયલા લોક
૩ એઓનો કરાર સાંધેછે;
મટાડેછે સહુ શોક. ૨

૪ તે ગણેછે નક્ષત્ર;
પાડેછે સહુનાં નામ;
૫ યહોવા મોટો છે સર્વત્ર;
અપાર છે તેનાં કામ. ૩

૬　ગરીબને રાખેછે;
　　કરેછે તેની આડ;
　ભુંડાને પાડીનાંખેછે;
૭　　માનો પ્રભુનો પાડ.　૪

　કિનુરે કરો શાદ;
૮　　તે મેઘો લાવેછે;
　ક્ષેત્ર પર આપેછે વર્ષાદ
　　ને ઘાસ ઉગાવેછે.　૫

૯　પશુને દેછે અન્ન;
　　પાલેછે પક્ષી પલ;
૧૦　ઘોડાનાં જોરમાં ન પ્રસન્ન;
　　ને મનુષ્યોનું બલ.　૬

૧૧　જે તેને લાગેછે
　　તેઓ પર કરે રેહેમ;
　ને જેઓ દયા માગેછે
　　તેઓનો કરે પ્રેમ.　૭

૧૨　ને માનો બહુ આભાર;
　　ને કરો વંદનશાદ;
૧૩　તેણે સંભાલ્યાં તારાં દ્વાર;
　　ને દિધો આશીર્વાદ.　૮

૧૪ ને સલાહ ઉકલેછે;
પાકેછે ઘણું ધાન;
૧૫ તે પોતે હુકમ મોકલેછે;
તારે ફેલેછે ગ્નાન. ૯

૧૬ હિમ આપે જેવું રાખ;
ઉન સરખું બરફ રેહે;
૧૭ ને કકડા જેવા નાંખે ચખ;
કોણ એવું થંડું સેહે? ૧૦

૧૮ તાર પછી જતાં રેહે
ને વેહલા ગલીજાય;
ને ઘણાં પાણી પિગલી વેહે;
ને પવન વાતા વાય. ૧૧

૧૯ યાકોબને દિધો નેમ;
પવિત્ર લેખનું ગ્નાન;
૨૦ વિદેશીને ન કરયું એમ.
ઈશ્વરને કરો ગાન. ૧૨

---

## ગીત ૧૪૮. (8. 6.)

પરાત્પરનાં સૃજેલાં કામ
સર્વ જણાવે તેનું નામ.

૧ પરાત્પર આગલ કરો ગાન;
તે આકાશોમાં મહિમાવાન્;
તાં ગાઓ તેનાં ગીત;
૨ સઘલા આકાશવાસીઓ,
ને આખી ફોજ પ્રકાશીઓ,
સહુ માનો તેની પ્રીત. ૧

૩ ને સૂર્ય ચંદ્ર ગાઓ સ્તોત્ર;
ને વંદન કરો સહુ નક્ષત્ર;
૪ આકાશોનાં ઊંચાણ
ને વાયુ ઊપર મેઘસ્થાન;
૫ એઓ પ્રભુને આપે માન;
તેણે કર્યાં નિર્માણ. ૨

૬ હા, કર્યું સર્વનું નિર્માણ;
ને નાંખ્યાં જગતનાં મંડાણ;
તેણે કિધા સહુ નિયમ;
૭ ને ભૂમિ માને તેનું નામ;
અજગરો તથા ઉંડા ઠામ;
૮ આગ કરાં બરફ હિમ. ૩

ને વાદલ આંધી ને તુફાન;
૯ સહુ પર્વત ડુંગરો મેદાન;
ફલઝાડો દેવદાર;

૧૦ ને સઘળાં ઢોર ને પશુઓ;
સર્વ જીવ જંતો, પક્ષીઓ,
ને સઘલા જાનદાર. ૪

૧૧ ને રાજાઓ ને બધા દેશ;
સરદારો તથા ન્યાયાધીશ;
કન્યા તથા જુવાન;
૧૨ ને વડિલો ને તેમના પુત્ર;
તેઓ પ્રભુને કરે સ્તોત્ર;
તે એકલો મહિમાવાન્. ૫

૧૩ ભૂ ભૂવન લોકથી તે પ્રતિષ્ઠ;
અને જે લોકો તેના ઇષ્ટ,
તેઓએ દેવું માન;
૧૪ અને ઇસ્રાયલના સર્વ જન
તેને લગાડે આખું મન.
ને તેને કરે ગાન. ૬



એની બિજી રચના. (L. M.)

૧ ઈશ્વરનું કરો ઘણું ધ્યાન;
ઓ ગગન તથા ઊચ્ચસ્થાન;
૨ ને તેને માનો સર્વ દૂત;
ને તેની સેના કરો સ્તુત. ૧

૩ ને તેને માનો સૂર્ય ચંદ્ર;
ને તેને માનો સહુ નક્ષત્ર;
૪ ને તેને માનો રે આસ્માન;
ને આસ્માન ઉપર જલસ્થાન. ૨

૫ સહુ સૃષ્ટો દેવને દો વખાણ;
કે તેણે કર્યું છે નિર્માણ;
૬ પ્રવર્તાવ્યા સહુના નિયમ;
કે તેઓ રેહે ખચીત કાયમ. ૩

૭ જગત્માં દેવને આપો માન,
અજગરો તથા ઊંડસ્થાન;
૮ ને વિજલી કરાં બરફ હિમ;
આંધીઓ માનો તેનો નિયમ. ૪

૯ પર્વતો ફલઝાડ દેવદાર;
૧૦ પશુ પરંદુ જંત રિંગનાર;
૧૧ રાજાઓ તથા સહુ પ્રદેશ;
સરદારો તથા ન્યાયાધીશ. ૫

૧૨ જુવાનો કન્યા બાપો પુત્ર;
સર્વે કરવાં પ્રભુનાં સ્તોત્ર;
૧૩ કે તેના ગુણજ એકલા શ્રેષ્ઠ;
ને આકાશ પૃથ્વીમાં પ્રતિષ્ઠ. ૬

૧૪ તે શુચિ લોકને ફાવેછે;
તેઓનાં શિંગ ઊંહાવેછે;
ને પસંદ લોકે દેવું માન;
તમે સહુ તેને કરો ગાન. ૭

---

## ગીત ૧૪૯. (L. M.)

વાજાથી કરો દેવનું માન;
તે ન્યાય કરીને સામર્થ્યવાન્.

૧ ઈશ્વરને કરો ગાન;
શંભલાવો નવું ગીત;
સભામાં તેને આપો માન;
સ્તોત્રના જેવી રીત. ૧

૨ ઈસ્રાયલ હરખશે બહુ;
કર્ત્તાને જાણીને;
ને સીઓન કુલ રિજાશે સહુ;
ઈશ્વરને માનીને. ૨

૩ ને હર્ષે આપે માન;
વાજાથી ગાતા ગાય;
૪ દેવ તો સ્વલોક પર પ્રીતિવાન્
એથી તેઓ શોભાય. ૩

૫ પવિત્રો હરખીને,
પલંગમાં ગાશે ગીત;
૬ પોતાનાં મુખમાં રાખીને
ઈશ્વરની સ્તુતિજ નિત. ૪

ને બેધારી તલવાર;
કે જુદા લોકોમાંય;
૭ તૂંજ પાછો કરે પ્રતિકાર;
ને કરે દેશનો ન્યાય. ૫

૮ કે ભૂપોને બાંધે;
સરદારો બુદ્ધિવાન્
૯ લખેલી આજ્ઞાઓ સાધે;
પવિત્રોને એ માન. ૬

---

## ગીત ૧૫૦ (L. M.)

પ્રભુના લોકો કરે ધ્યાન;
ને આખી સૃષ્ટિ આપે માન.

૧ ઈશ્વરને કરો ગાન;
ને તેને ગાઓ નિત;
ને એની શક્તિનું આસ્માન
તાં તેને ગાઓ ગીત. ૧

૨ અને જે મહા મહત્વ,
એ લિધે આપો માન;
ને એનું અતિ ઊત્તમ સત્વ;
એ જાણી કરો ગાન. ૨

૩ રણસિંગડે કરો શાદ;
વાજે વાગો વખાણ;
૪ ને કરો મહા હર્ષનો નાદ;
એમ કરી આપો માન. ૩

૫ મોટી બૂમ કાહાડીને,
તેને માનો ગુણવાન્
૬ જેને દમ તે શાદ પાડીને
ઈશ્વરને કરો ગાન. ૪



# શબ્દકોષ*

અખંડ. અખંડિત, ભાંગેલું નથી.
અજગર. મગર.
અજાયબ. આશ્ચર્યવાન્.
અતિશય. બહુ, ઘણું.
અંતઃકરણ. આત્મા, ભલા ભુંડાનો વિવેક.
અત્યંત. બહુ ઘણું.
અત્યાનંદ. ઘણો આનંદ.
અદલ. ન્યાય.
અંદેશો. ચિંતા.
અદબયુક્ત. અદબની સાથે.
અધ્યક્ષ. નજર રાખનાર.
અનાથ. ન બાપો.
અનાદરવંત. આદર ન દેનાર.
અનુકૂલ. મુઆફિક.
અનુતપ્ત પસ્તાયલું.
અનુતાપ. પસ્તાવો.
અનુસાર. પ્રમાણે.
અન્યલોક. વિદેશીઓ.
અભ્યંતર. અંતઃકરણ.
અભિમાન. ગર્વ.
અભિપ્રાય. મતલબ.
અભિષિક્ત. અતર રેડેલો.
અવયવ. અંગ.
અવલ. પ્રથમ.
અસ્તિત્વ. થવું.
આગમજ્ઞાન. ભવિષ્યવાદ.
આચ્છાદન. છાયા.
આજ્ઞાભંગક. આજ્ઞા તોડનાર.
આડ. છાયા, આશ્રો.
આદમપુત્ર. માનવી જાત.
આંધી. તુફાન.
આધીન. ઓસીઆલું.
આભાર. પાડ.
આરાધના. ભજન.
આવેશ. હોંસ.

ઇચ્છિત. જે પર પ્રેમ લાગેછે.
ઈમાન. વિશ્વાસ.

ઊચ્ચાર. બોલ.
ઊત્થિતિ. મરણથી પાછું ઉઠવું.
ઊત્પત્તિ. સૃષ્ટિ.
ઊત્પાદક. સૃજાવનાર.
ઊત્સાહ. ઘણો હર્ષ.
ઊદાહરણ. નમુનો.
ઉપહાસ. મસખરી.
ઉલ્લંગન. અપરાધ.
ઊલ્લાસ. ઘણો આનંદ.

કરૂણા. દયા.
કરાર. બંદોબસ્ત.
કરૂબીમ. મંદિરમાં બે ભેદરૂપ આકારો.
કલંક. દોષ.
કલ્પિત. વેહેમી.
કિનો. અદેખાઈ.
કિનખાબ. સિંગારેલું લુગડું.
કીકી. આંખની પુતલી.
કુમક. સાહ્ય.
કુમત. ભુંડું મત.
કુલસેરી. એક જાતનો બગલો.
કુવાદ. ભુંડી વાત.
કુશલતા. ક્ષેમ.

કૃત. કામ કરેલું.
કૃત્ય કામ કરવાનું.
કોકરૂ. ગેટડું.
ક્લેશ. ભારે દુઃખ.

ક્ષિત. ખઈ જનાર.
ખાર. અદાવત.
ખાસ. મોટા જનો.
ખિલાફ. વિરૂદ્ધ.
ખેદયુક્ત. શોકની સાથે.

ગગન. આકાશ.
ગજબ. ક્રોધ.
ગત. ગતિ.
ગમ. ખેદ.
ગંભીર. ભારે મનવાલું.
ગરૂડ. ઉકાબ પક્ષી.
ગર્ભપાત. અકાલ જન્મ.
ગર્જસ્થાન. વાયુમંડલ.
ગર્વિષ્ટ. બહુ ગર્વી.
ગવૈયો. ગાનાર.
ગુનહગાર. પાપી.
ગોબલિદાન. ગાયનો યજ્ઞ.
ગૌરવ. મહિમા.
ગ્રાહ. મગર.

ચેન. સમાધાન.

જમાત. લોકોનો સમુદાય.
જયજયકાર. જય પર આનંદની વાણી.
જલમય. પાણીરૂપ.
જલાલ. મહિમા.
જ્યેષ્ઠ. પ્રથમ જન્મેલું.
જ્યોતાકાર. જ્યોતનાં જેવું.

ડેઠ. બરોબર.

ડાંખરું. ડાલ, ડાલી.

તણો, તણી, તણું. નો, ની, નું.
તલું. નીચી જમીન.
તાજ. મુગુટ.
તાલેવર. ધનવાન્.
તીક્ષ્ણ. ધારવાલું.
તિરસ્કાર. મસખરી.
તેજ. પ્રકાશ, અજવાલું.
ત્રાણોપાય. તારણનો ઉપાય.
ત્રાતા. તારનાર.
ત્રાસ. બિહીક.

દયાશીલ. દયાલુ.
દાયક. દેનાર.
દાહાજવું. બલવું. અદાવત કરવી.
દીર્ઘાયુષ્ય. મોટી ઉમર.
દૂરંદેશો. અપેક્ષા.
દેવદાર. પાહાડી જાતનું ઝાડ.
દૈહિક. શરીરરૂપી.
દોરીયું. પાણીનો નાલો.
દ્વાર. દરવાજો.
દ્વેષિત. જે દ્વેષ પામેછે.

ધાક. ભય.
ધામ. ઘર.
ધાસ્તી. ભય.
ધુમધામ. થાટ, તમાશા.
ધોત. કરાડાથી નદીની ધાર.
ધ્વજા. નિશાન.

નક્ષત્ર. તારાઓનો જુમલો.
નબી. ભવિષ્યવાદી.
નાદ. વાણી.
નિગહબાન. નજર રાખનાર.
નિજ. પોતાનું.
નિજાત. તારણ.
નિયમાભ્યાસ. નિયમનું ધ્યાન.
નિરહંકાર. અહંકાર વિના.
નિર્માણ. ઉત્પન્ન.
નિર્વિકાર. ફેરફાર વિના.

નિવડવું. ઠરવું.
નિવસી. પક્ષીનું બચ્ચું.
નિશ્વાસ. નિશાસો.
નેત્ર. આંખ.
ન્યાયાસન. ઇનસાફનું આસન.

પક્ષપાત. તરફદારી.
પતિત. પાપમાં પડેલું.
પથ. માર્ગ.
પરછાયા. છાયા.
પરમાત્મા. પ્રભુ.
પરમાર્થ. મુખ્ય મતલબ.
પરાત્પર. સર્વથી શ્રેષ્ઠ, પ્રભુ.
પરિસત્. ઘણો સાચો.
પરિશુદ્ધ. ઘણું શુદ્ધ.
પરલોક. જ્યાં મુએલા લોક છે.
પરાભવ. ફતેહ.
પરોપકાર. મિત્રનું કામ.
પશ્ચાત્તાપ. પસ્તાવો.
પાખંડ. ખોટો ધર્મ.
પાતક. પાપ.
પાય. પગની પાસે.
પાલક. પાલનાર.
પાલ. નીક, ડાલી.
પાપિષ્ઠ. ઘણો પાપી.
પીડિત. દુઃખ લાગેલું.
પુગવું. પોહોંચવું.
પુત. પુત્ર, દિકરો.
પુષ્કલ. ઘણું.
પુસ્ત. પેડી.
પૈતૃક. પિતૃઓનું.
પ્રકૃતિ. અંગનો હાલ.
પ્રતાપ. મહિમા.
પ્રતિકાર. પાપનો બદલો.
પ્રતિમા. બિજાના જેવું રૂપ.
પ્રતિકૂલ. વિરૂદ્ધ.
પ્રત્યક્ષ. જોયાથી માલૂમ.
પ્રતિદાન. સારા કામનું ફલ.
પ્રદક્ષિણા. ફેરા ફરવા.
પ્રબોધક. શિખવનાર.
પ્રભાત. સવાર.
પ્રલય. રેલ.
પ્રવર્ત્તાવવું, પ્રસારવું.
પ્રવર્ત્તિત. પ્રવર્ત્તાવેલું.
પ્રશંસા. સ્તુતિ.
પ્રસંગ. વગ.
પ્રસન્ન. સંતુષ્ટ.
પ્રસાદ. કૃપા.
પ્રાચીન. પુરાણું.
પ્રાર્થક. પ્રાર્થના કરનાર.

પ્રાર્થોચ્ચાર. પ્રાર્થના.
પ્રીય. વાહાલું.
પ્રીત્યભ્યાસ. પ્રીતિમાં અભ્યાસ.
પ્રેતસ્થાન. કબરસ્થાન.
પ્રોડી. મોટી સવાર.

ફિતૂર. દંગો.

બકાવવું. લવારી વાત કરાવવી.
બલાત્કાર. જબરદસ્તી.

ભક્ત. ભજનાર.
ભયધરણ. બિહીક ધરવી.
ભયભીત. બિહીતો.
ભાખવું. બોલવું.
ભાવિક. વિશ્વાસી.
ભુસું. ફોતરૂં.
ભૂકંપ. ધરતીકંપારો.
ભૂદાય. પૃથ્વીનું દાન.
ભૂપ. ભૂપાલ, રાજા.
ભૂભુવન. જગત્.
ભૂષણ. શોભા.
ભ્રાંત, ભ્રાંતિ. ભૂલ.

મંડાણ. પાયો.
મધુકોષ. મધનું ખાનું.
મધુર. મિઠું.
મધ્યસ્થ. વચેવાલો.
મનોભાવ. ભરોસો.
મનોર્થ. મતલબ.
મનોરંજક. મનને સારૂં લાગતું.
મનુષ્યપુત. મનુષ્યનો દિકરો.
મર્ત્યલોક આ જગત્.
મહત્વ. મહિમા.
મહાર્થ. મોટો મતલબ.
માન્ન, આકાશથી આપેલું
અન્ન.
માન્ય. માનવા યોગ્ય.
મિથ્યા. ખોટું.
મુક્તિ. તારણ.
મુલગો. છેક.
મૃત્યુલોક. પરલોક.
મોક્ષોત્સાહ. તારણનો આનંદ.

યખ્ખ. જમેલું પાણી.
યથાર્થ. વાજબી.
યહોવા. પ્રભુ, પરમાત્મા.
યાચ્ચવું. ભિક્ષા માગવી.
યાર. સ્નેહી.
યુદ્ધ. લડાઇ.

રંક. ગરીબ.

રક્ત. લોહી.
રક્તપાપ. ખુનનું પાપ.
રક્ષ. રક્ષણ કર.
રાજદંડ. રાજ્યની નિશાની.
રિપુ. વૈરી.
રોશની. અજવાલું.

લક્ષક. નજર રાખનાર.
લત. ટેવ.
લય. નાશ.
લિખિત. લખેલું.
લેહેર. મોજો.
લોપવું. છુપવું. ખોવાઈજવું.

વખોડ. ધિક્કાર.
વરદાન. આશીર્વાદ.
વંદન. ભજન.
વર્ણવવું. વખાણવું.
વાટસરૂ. મુસાફર.
વિદેશી. વિશ્વાસીઓથી જુદા લોક.
વિધાન. વિધિ, ધારો.
વિનીત. લીન.
વિલંબ. ધૈર્ય.
વિશાલ. મોટું.
વિશ્વભૂપ. સર્વનો રાજા.
વિશ્વરાજ્ય. સર્વનું રાજ્ય.
વિષ. ઝેર.
વિસ્મૃતિ. ભૂળ.
વિહિલું. એકલું.
વૃત્તાંત. ખબર.
વૈરાવેશી. બહુ વૈર રાખનાર.
વૈરોદ્ધાર. વૈરોથી ઊદ્ધાર.
વ્યભિચાર. છિનાલું.
વ્યર્થ. વૃથા, અમથું.
વ્યવહાર. ચાલ.
વ્યાકુલ. નબલું.
વૃક્ષ. ઝાડ.

શત્રુ. દુશમન.
શાદ. શબ્દ.
શાસન. સજા.
શિક્ષિત. શિખવાયલું.
શીલ. સારાં આચરણ.
શુચિ. પવિત્ર.
શુદ્ધસ્થાન. પવિત્ર જગ્યા.
શુભ. સારો.
શૌર્ય. હિમતવાન્.
શ્રમ. મેહેનત.
શ્રેષ્ઠ. ઘણું સારૂં.

સકલ. આખું.

સંકેત. ઇશારો.
સત્કાર. આદર.
સત્પથ. ખરો માર્ગ.
સંતત. સનાતન, સદા.
સંતાન. દિકરા.
સંતાપ. દલગીરી.
સત્યેશ્વર. ખરા પ્રભુ.
સત્યોદય. સત્નો ઉદય.
સત્વ. ન્યાયપણું.
સદ્વિશ્વાસ. સત્વિશ્વાસ.
સધાવવું. પધારવું, ચલાવવું.
સંધ્યાકાલ. સાંજ.
સંબોધ. એક બિજાને બોલવું.
સબલ. બલવાન્.
સમાધાન. શાંતિ.
સમાપ્ત. પૂરૂં.
સરોવર. તલાવ.
સર્વેશ્વર. સહુનો પ્રભુ.
સર્વધર. સહુનો રાખનાર.
સર્વદા. સદા.
સવાળ. સારી ચાલ.
સંસ્થાન. મંડાણ.
સંહાર. નાશ.
સાત્વિક. ન્યાયી.
સાનંદ. આનંદી.
સાવચિત. જાણીતો.
સીઓન. મંડળીનો પાહાડ.
સુખાસન. સુખનું ઠેકાણું.
સુત. દિકરો.
સુશોભિત. સુંદર.
સુબો. મોટું મનુષ્ય.
સૃષ્ટિવાસી. સહુ જગ્યાઓમાં રેહેનાર.
સૂર્યોદય. સૂર્યનો ઊગમ.
સ્તોત્ર. સ્તુતિનું ગીત.
સ્થપતિ. મુખ્ય બાંધનાર.
સ્થાપવું. કાયમ કરવું.
સ્થિતિ. હસ્તી, થવું.
સ્થૂલ. મોટું.
સ્વચ્છ. સાફ.
સ્વત્રાતા. પોતાનો તારનાર.
સ્વધાન. પોતાનું અન્ન.
સ્વનેમ. પોતાનો નિયમ.
સ્વાર્થક. પોતાનુંજ હિત કરનાર.
સ્વીકારવું. માનવું.

હઠાર્થ. હઠિલું.
હત્યા. ખુન.
હર્ષ. આનંદ.
હાડ. હાડકું.

હિતોપાય. પ્રેમનો ઊપાય.
હુલડ. ગડબડ.
હોમલો. લડાઈ કરવા માંડવી.
હોંસ. મનગરમી.
ક્ષય. ઘટીજવું.
ક્ષેમ. કુશલતા.
ક્ષોભી. કોપાયમાન.

---

વાંચનારે આ છાપેલી ચૂકો સુધારવી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ગીત | ૪ | શ્લોક. | ૨ | વરને | બદલે | પર | લખવું. |
| ,, | ૬ | ,, | ૧ | રાખી | —— | રાખજે. | ,, |
| ,, | ૧૩ | ,, | ૬ | મુજ | પછી. | પર. | ,, |
| ,, | ૧૪ | ,, | ૩ | માત્રક | —— | માત્રજ. | ,, |
| ,, | ,, | ,, | ૭ | કરચું | —— | કરી. | ,, |
| ,, | ૧૬ | ,, | ૧ | તૂં | કાહાડવું. | | ,, |
| ,, | ,, | ,, | ૯ | વટાવી | —— | બતાવી. | ,, |
| ,, | ૨૧ | ,, | ૯ | ફુલ | —— | કુલ. | ,, |
| ,, | ૨૨ | ,, | ૪ | હોડે | —— | હોડો. | ,, |
| ,, | ,, | ,, | ૬ | કેગકે | —— | કેમકે. | ,, |
| ,, | ૨૪ | ,, | ૧ | પ્રભુના | —— | ઈશ્વરતણાં. | ,, |
| ,, | ,, | ,, | ૫ | અનાદિજ | — | અનંત. | ,, |
| ,, | ૨૫ | ,, | ૮ | તન | —— | જીવ. | ,, |
| ,, | ૨૯ | ,, | ૫ | લખનોન | —— | લબનોન. | ,, |
| ,, | ૩૦ | ,, | ૭ | પ્રમાણ | —— | વખાણ. | ,, |
| ,, | ૩૧ | ,, | ૬ | આવે | —— | થાઉં. | ,, |
| ,, | ૩૧ | ,, | ૧૬ | લગી | પછી | તો. | ,, |
| ,, | ,, | ,, | ૨૨ | દેવનોજ | —— | ઈશ્વરનોજ. | ,, |
| ,, | ૩૨ | ,, | ૬ | વટાવિશ | —— | બતાવિશ. | ,, |
| ,, | ૩૯ | ,, | ૨ | નેબલતો | — | દાહાજતો. | ,, |
| ,, | ,, | ,, | ૪ | જગતી | — | જગત. | ,, |
| ,, | ૪૧ | ,, | ૭ | તેને | —— | મને. | ,, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ,, | ૪૨ | ,, | ૧ | તૃષા | —— | તૃષવા. | ,, |
| ,, | ૪૪ | ,, | ૯ | વેંચેછે | —— | વેચેછે. | ,, |
| ,, | ૪૫ | ,, | ૧૪ | તને | —— | તેઓ. | ,, |
| ,, | ,, | ,, | ૧૦ | વસ્ત્ર | —— | વસ્ત્રે. | ,, |
| ,, | ૪૬ | ,, | ૭ | નામ | —— | કામ. | ,, |
| ,, | ૫૪ | ,, | ૨ | મારા | —— | મારો. | ,, |
| ,, | ૫૫ | ,, | ૧૪ | છેકુજ | —— | છેક. | ,, |
| ,, | ૫૮ | ,, | ૪ | ઊગલે | —— | ઓગલે. | ,, |
| ,, | ૬૫ | ,, | ૮ | રાણી | —— | રાની. | ,, |
| ,, | ૬૮ | ,, | ૮ | હરાવ્યા | —— | કરાવ્યા. | ,, |
| ,, | ૬૯ | ,, | ૭ | કરેચો | પછી, | બહુ. | ,, |
| ,, | ૭૧ | ,, | ૯ | ઉતાવલ | —— | ઉતાવલો. | ,, |
| ,, | ૭૬ | ,, | ૨ | તથા તલવાર | — | તલવાર તથા. | ,, |
| ,, | ૭૭ | ,, | ૬ | મુકેછે | —— | ચુકેછે. | ,, |
| ,, | ૭૯ | ,, | ૫ | સેવક | —— | સેવકો. | ,, |
| ,, | ૮૦ | ,, | ૩ | સ્થલ | —— | સ્થૂલ | ,, |
| ,, | ૮૮ | ,, | ૪ | ભાર | —— | ભારા. | ,, |
| ,, | ૯૦ | ,, | ૩ | તનું | —— | તેનું. | ,, |
| ,, | ૧૦૨ | ,, | ૬ | રાખજ | —— | રાખજ. | ,, |
| ,, | ૧૦૯ | ,, | ૨૨ | તેને | —— | ને. | ,, |
| ,, | ૧૧૦ | ,, | ૧ | દેવ | —— | દેવે. | ,, |
| ,, | ૧૧૧ | ,, | ૪ | થી | —— | તેથી. | ,, |
| ,, | ૧૧૮ | ,, | ૩ | મનુષ્યનું | પછી | શું | ,, |
| ,, | ૧૪૬ | ,, | ૫ | માગ | —— | માર્ગ. | ,, |

એ ઉપરાંત થોડાં વિરામચિન્હ સુધારવાં.



[સમાપ્ત]

